# ઇન્દિરા

## યાને

# સીનેમાની સુંદરી

ચોપાટી ઉપર આવેલી "ધી પ્રોગ્રેસીવ કલબ"ના આગેવાન મેમ્બરો જયન્તીલાલ મરચંટ, રમણીકલાલ શાહ, મનુભાઈ મહેતા વીગેરે એક સાંજના સમયે ટોળટપ્પા કરતા બેઠા છે, એટલામાં કલબનો રમુજી જીવડો ચંદુલાલ દલાલ હાથમાં "સાંજ વર્તમાન" ફફડાવતો આવી પહોંચ્યો અને જયન્તીલાલને ઉદ્દેશીને કહ્યું "કેમ જયન્તી, તારા બાપા તો કમાલ કરવા બેઠા છે ને શું?" આ સાંભળી જયન્તીલાલ તથા બીજા મિત્રો ચંદુનું કાંઇ નવું ધતીંગ સાંભળવા ઉત્સુક બની બોલી ઉઠયા: "એ વળી શું છે ચંદુ?"

આ પરથી ચંદુલાલ ગુસ્સાનો કૃત્રીમ ડોળ કરી ફફડયો, "અરે શું આ તે કાંઇ જુલમ છે? આપણા જયન્તીના પીતા સર કાન્તીલાલના પ્રમુખપણા નીચે માનપાનના મેળાવડા થાય અને આપણને તેમાં આમંત્રણ પણ નહિ!"

"શાનો મેળાવડો? કોને માનપાન અપાય છે વળી?" જયન્તી કાંઇ અજાયબી સાથે બોલી ઉઠયો.

એટલે તે દીવસનું "સાંજ વર્તમાન" બતાવતો ચંદુ બોલ્યો "લ્યો-વાંચો. આવતી કાલે સાંજના સાડાચાર વાગે અત્રેના ઇમ્પીરીયલ સીનેમામાં જાણીતી સીનેમા સ્ટાર મીસ ઇન્દીરાને તેણીની સુંદર એકટીંગની કદરદાની કરવા એક વગવાળો મેળાવડો આપણા જાણીતા સુધારક શહેરી સર કાન્તીલાલના પ્રમુખપણા નીચે કરવામાં આવનાર છે જે વખતે મીસ ઇન્દી-રાને એક પર્સ તથા સુવર્ણચંદ્રક આપવામાં આવશે."

"અરે! એ તો સીનેમાવાળાઓનું ખાલી પતીંગ. જાહેર ખબર કરવાની નવી અમેરીકન તદબીર" રમણીકલાલ શાહે તડુકો કર્યો.

"અરે એક્ટ્રેસોમાં વળી એવી લાયકાત હોય તો પછી શું જોઇએ?" જયંતીલાલે પોતાનો અભિપ્રાય જાહેર કર્યો.

"મીસ ઇન્દીરાની એકટીંગપરથી તેણી કોઇ સુશિક્ષિત અબળા હોય એમ દેખાય છે. જો તેણીને આ પ્રમાણે જાહેર પ્રજા તરફથી ઉત્તેજન મળતું હોય તો તેમાં શું ખોટું છે? એમ થવાથીજ આપણી રંગભૂમિ અને સીનેમા સ્ક્રીનનો ઉદ્ધાર થશે." મનુભાઇ મહેતા કાંઇ જુસ્સાના આવેશમાં આવી ગાજી ઉઠયા.

આ ચર્ચાનું પરિણામ એ આવ્યું કે બીજે દિવસે આ ચાર મિત્રોએ તે સમારંભમાં જવાનો નિશ્ચય કર્યો.

* * *

ઇમ્પીરીયલ સીનેમાનો હોલ આજે ચીકાર ભરાઇ ગયો છે. સ્ટેજપર સર કાન્તીલાલ ઇન્દીરાનો ભાવમય અભિનય અને સંસ્કૃતિમય જીવનનાં વખાણ કરી તેણીને સીનેમાના માલીકો તરફથી રૂા. ૧૦૦૧)ની પર્સ તથા પ્રેક્ષક વીગેરે તરફથી એક રત્નજડીત સુવર્ણચંદ્રક અર્પણ કર્યો. પોતાના તરફ બતાવવામાં આવેલ સદ્‌ભાવ અને પોતાના કામની કદરનાસી માટે જાહેર પ્રજાનો પ્રમુખદ્વારા ઉપકાર માનતાં મીસ ઇન્દીરાએ કહ્યું છે; "એક વિદ્વાને કહેલું છે કે, "A good book is a true friend a wise author a public benefactor" અને તેથીજ સીનેમા જ્ઞાન સાથે ગમત આપવાનું એક ઉત્તમ સાધન છે; આનો લાભ ગરીબ તવંગરને સરખો મળી શકે છે. તેનો ઉધ્ધાર કરવો એ પ્રજાનો ધર્મ છે અને એ ધંધામાં બીજા ધંધાની માફક આબરૂદાર વર્ગને જોડાવાની જરૂર છે. વીગેરે વીગેરે-છેવટે પોતાને આપવામાં આવેલી પર્સ માટે સીનેમાના માલીકોનો આભાર માની તે-"સીંધ રેલસંકટ નીવારણ ફંડ" માં આપી દેવાની પોતાની ખાયસ જાહેર કરી.

આ મેળાવડામાં "પ્રોગ્રેસીવ ક્લબ"ના આપણા મિત્રો પણ હાજર હતા. જયન્તીલાલ મરચંટ, મિસ ઇન્દિરાની નમ્રતા અને સંસ્કૃતિમય છટાથી છક્ક થઇ ગયો હતો અને તેણીની ઓળખાણ પાડવા ઉત્સુક બન્યો હતો. મેળાવડો બરખાસ્ત થતાં જયન્તીલાલ પ્લેટફોર્મ નજદીક જઇ પહોંચ્યો હતો અને મિસ ઇન્દિરા સર કાન્તીલાલની રજા લેતી હતી તે વખતે સર કાન્તીલાલની નજર જયંતીલાલપર પડી એટલે તેને મિસ ઇન્દિરા સાથે તેની ઓળખાણ કરાવવાની ફરજ પડી.

* * *

સ્ટાન્ડર્ડ ડ્રીમ કંપનીનો સ્ટાફ "હેંગીંગ ગાર્ડન" તરફ 'આઉટડોર' સીન લેવામાં રોકાયલો હતો. મિસ ઇન્દિરા આજે અપસરાનો પાઠ ભજવતી હતી. તેણીને અસુર ઉઠાવી જતો હતો અને તેણી મદદને માટે બૂમ પાડતી હતી. કેમેરામેન પોતાનું કામ કર્યે જતો હતો. તેણીની બૂમ ત્યાંથી પસાર થતા જયંતીલાલના સાંભળવામાં આવી અને પોતાના બંગલા નજીક ધોળે દિવસે અબળાપર અત્યાચાર કરવા તત્પર થએલ એ નરપિશાચને યોગ્ય શાસન આપવા તે દોડી ગયો, અને તેણીને છોડાવી. તેની ભારે અજાયબી વચ્ચે તેણે જોયું કે જે સ્રીને તેણે બચાવી હતી તે ઇન્દીરા હતી પણ તેણી તેનો આભાર માનવાને બદલે ઉલટી કહેવા લાગી, "મી૦ જયંતીલાલ, આ તમોએ શું ગોટાળો કર્યો? અમારો સીન બગાડ્યો એટલુંજ નહિ પણ હમારી કંપનીના જાણીતા એકટર મી૦ પ્યારેલાલના હાડકાંનો ખુરદો કરી નાખ્યો. આજે હવે તેનાથી કામ પણ થશે નહિ!"

આ સાંભળી ઝંખવાણા જેવો બની ગયેલા જયંતીલાલે પ્યારેલાલ આગળ દીલગીરી પ્રદર્શીત કરી. ત્યારબાદ સઘળી મંડળીને પોતાના બંગલામાં આશાયસ લેવા તથા તેની મહેમાનગીરી સ્વીકારવા આગ્રહ કરવા લાગ્યો; તેની ઇચ્છાને માન આપી મિસ ઇન્દિરા વીગેરે સઘળા તેના બંગલામાં ગયાં.

"કાન્તી કેસલ"ના દીવાનખાનામાં સ્ટાન્ડર્ડ ડ્રીમ કંપનીનો સ્ટાફ સરના પાટવીપુત્રની મહેમાનગીરી ચાખી રહ્યો

હતો, તે વખતે મિસ ઇન્દિરાની નજર બાજુના ઓરડામાં પુસ્તકોના કબાટપર પડતાં તેણી તે તરફ આતુરતાથી જોઇ રહી. જયન્તીલાલના જોવામાં આ બાબત આવતાં તેણે તેણીને પોતાના અભ્યાસ ગૃહમાં આવવા આમંત્રણ કર્યું.

ફોટાનું આલબમ જોતાં, એક ખુબસૂરત સુશીલ બાઇનો ફોટોગ્રાફ જોઇ ઇન્દિરાને તેણીના તરફ કાંઇ કુદરતી આકર્ષણ થતું હોય તેમ લાગ્યું અને તેણી તે તરફ એકી ટસે જોઇ રહી. એટલામાં જયન્તીલાલ ભવભૂતી કૃત 'માલતી માધવના' નાટકનું પુસ્તક તેણીને બતાવતાં કહેવા લાગ્યો કે, "માલતી માધવ" એ ખરેખર આગલા યુગનાં પ્રેમી હતાં; આ યુગમાં એવાં પ્રેમી મળે કે ?" એટલે ઇન્દિરાએ જવાબ આપ્યો "કેમ નહી? પ્રેમ એ તો સર્વ કાળ ને સર્વ યુગમાં એક સરખોજ બળવાન છે. તો શા માટે આજે પણ એવાં પ્રેમીઓ ઉપજાવી નહી શકે ?" આ સુંદર જવાબ સાંભળી જયન્તીલાલ મુગ્ધ બની ગયો. ઇન્દિરાને આ પ્રમાણે જયન્તીલાલના નીકટ સંબંધમાં આવતી જોઇ પ્યારેલાલ નાખુશ થતો દેખાયો અને પોતાનો અણગમો પોતાના સોબતીઓમાં જાહેર કરવા લાગ્યો.

ચહા-પાણીને ઇન્સાફ આપ્યા પછી સર્વેએ જયન્તીલાલનો આભાર માની રજા લીધી; પરંતુ ઇન્દિરાના પગ જાણે તે બંગલો છોડી જવા નારાજ હોય એમ તેણીને લાગતું હતું. તેમજ જયન્તીલાલને પણ તેણીની સોબત છોડવા ગમતું નહોતું, એ પણ ચોક્કસ હતું.

જયારે ફીલ્મ કંપનીનો સ્ટાફ "કાન્તી કેસલ" માંથી બહાર નીકળતો હતો તે વખતે સર કાન્તીલાલની જાજરમાન દીકરી કેસરગૌરી પોતાના પતી સાકરલાલ સોલીસીટર સાથે બંગલામાં દાખલ થતી હતી અને પોતાના પિતાના બંગલામાંથી આવા નાટકી લોકોને નીકળતા જોઇ અજબ થઇ ગઇ; અને કુદરતી રીતે ઘરમાં જતાંજ તે બાબતની ચર્ચા કરવા માંડી.-જાણે કેસરના સઘળા આક્ષેપ જયન્તીલાલના મનમાં રમી રહેલી ઇન્દિરા માટેજ હોય એમ માની તે સહેજ ઉશ્કેરાઇ

બોલી ઉઠયો, "તારા કરતાં પણ વધારે સંસ્કૃતિવાળી અને સુશીલ એક અબળા એ મંડળીમાં હતી." આ સાંભળી કેસર નો મીજાજ ગયો અને ભાઇ બ્હેન હમણાં લઢી પડશે એમ લાગ્યું. મામલો બગડતો જોઇ સાકરલાલ વચ્ચે પડયો, પણ તેનામાં કુનેહ નહિ હોવાને લીધે તે બંને તરફથી માનભંગ થયો. આ રગઝક ચાલતી હતી એવામાં સર કાન્તીલાલ ત્યાં આવી લાગ્યા અને ઘરનું વાતાવરણ ઉશ્કેરાયલું જોઇ "શું છે?" એમ પુછ્યું. જયન્તીલાલ મુંગો રહ્યો પણ કેસર બબાળી ઉઠી "આપણા બંગલામાં હવે ભાઇએ નાટકીઆ-ઓને પણ ઘાલવા માંડયા છે! એટલુંજ નહિ પણ એક નાટકમાં નાચનારીમાં તો ભાઇને મારા કરતાં પણ વધારે સંસ્કૃતિ ને શિષ્ટાચાર દેખાય છે! કાલે ઉઠીને તો ભાઇ તેને પરણવા પણ તૈયાર થશે!" આના જવાબમાં જયન્તીલાલ થંડા પેટે "તારી સૂચના માટે આભાર" એમ નાટકી ઢબે બોલવાથી કેસર વધારે ચીઢાઇ. એટલામાં બીજા ઓરડામાંથી લેડી લીલાવતી આવી લાગ્યાં. લેડી લીલાવતી જૂના વિચારનાં પણ નવા યુગને લઇ ચલાવનાર પ્રકૃતિનાં હોવાથી ઘરમાં શાંતિ જાળવવાને તે સદાયે શક્તિવાન રહેતાં. તેણીએ પોતાના છોકરાંઓને આમ અણછાજતી તકરાર કરવા માટે નરમ ઠપકો આપતાં કહ્યું, "આ વખતમાં જેને જેમ ઠીક લાગે તેમ કરે તેની પંચાત શું? એ નકામી માથાકુટ છોડી આવતા રવીવારે જયન્તીની વરસગાંઠ ઉજવવા માટે શું શું ગોઠવણ કરવાની છે તેની વાત કરો."

* * *

એક સવારે ઇન્દીરા પોતાની માતા સાથે પોતાનાં નિત્ય કર્મની સામગ્રી તૈયાર કરતી હતી, તેવામાં એક પ્રૌઢ ઉમરની મધ્યમ વર્ગની પણ તંગ હાલતમાં દીસતી બાઇએ એક જુવાન છોકરી સાથે તેમના ઘરમાં પ્રવેશ કર્યો. ઇન્દિરા આ બાઇને ઓળખતી નહોતી પણ તેની માતા ગંગાબાઇએ તેણીને તુરત ઓળખી આવકાર આપ્યો.

"ઓહોહો! બેન કાશી, તું કયાંથી?" એમ કહી ભાવથી બેઠી પાસે બેસાડી પૂછ્યું, "આ કોણ સરલા? તું તો બહુ મોટી થઇ ગઇને શું?" પછી પોતાની દીકરીને સંબોધીને ગંગાબાઇ બોલી, "આ કાશી માસી તો મારા ન્હાનપણનાં બ્હેનપણાં છે. પણ હમે ઘણે વરસે મળ્યાં."

આ પ્રમાણે વાતચિત કરતાં કેટલોક વખત વિત્યાબાદ કાશીબાઇએ પોતાની વાત છેડી. "આ છોકરીના બાપ પાછા થયા પછી હમારો ગરીબ સંસાર હમે જેમ તેમ નભાવતાં હતાં. પણ તે પણ દૈવને ગમ્યું નહિ. મારી પાસે જે કાંઇ બે પૈસાનો જીવ હતો તે મારા ભાઇના દીકરાને સોંપેલો; તેણે દેવાળું કાઢવાથી અત્યારે હમારી સ્થિતિ તદ્દન કફોડી થઇ ગઇ છે. તમને ગઇ સાંજે આ ઘર આગળ ઉતરતાં જોયાં. અને તપાસ કરતાં તમો અહીંજ રહો છો, એમ માલૂમ પડવાથી આજ તમારી પાસે આવ્યાં. મારી સરલા હજુ તો ભણતી હતી, તેટલામાં મારે તેને નિશાળ છોડાવવી પડી અને હવે શું કરવું તે સમજાતું નથી." આના જવાબમાં ગંગાબાઇએ પોતાની આપવિતિની સઘળી હકીકત કહી અને ઉમેર્યું "આ પ્રમાણે અમારા પડોશી ભાઇ શાન્તિલાલની સલાહથી મારી ઇન્દિરા સ્ટેન્ડર્ડ ફીલ્મ કંપનીમાં એકટ્રેસ તરીકે જોડાઇ અને અમો જોઇએ છીએ કે ત્યાં દરેક સ્ત્રીને પોતાનો મલાજો અને ધર્મ સાચવવાને પૂરતો બંદોબસ્ત માલેકો રાખે છે. ત્યાં મર્યાદિત શૃંગારથી જરા પણ આગળ વધી શકાતું નથી. એટલે મને પણ તેમાં કાંઇ વાંધો દેખાયો નથી." અત્રે ઇન્દિરા વચ્ચે પુરાઇ–"માશી તમને અડચણ ન હોય તો સરલાને મારી સાથે મોકલો–તે દેખાવે સુંદર અને સ્વભાવે ચંચળ હોવાથી–જરૂર તેને હમારે ત્યાં રાખી લેશે." આ વિષય પર થોડો વખત વાટાઘાટ ચાલી અને છેવટે સરલાને ઇન્દિરા સાથે સ્ટુડીઓમાં મોકલવાનું ઠર્યું. કહેવાની જરૂર નથી કે ઇન્દિરાની ભલામણથી અને સરલાના સુંદર દેખાવથી તેણીને સ્ટાન્ડર્ડ

ફીલ્મ કંપનીમાં નોકરી મળી. વળી ઇન્દિરાના ખાસ આગ્રહથી તેણીની સાથેજ તેણીને રાખવાનું ઠર્યું.

"કાન્તી કેસલ" ના દીવાનખાનામાં સરના કુટુંબને કાંઇ જોશભેર ચર્ચા ચલાવતાં આપણે જોઇએ છીએ. જયન્તીલાલના જન્મ દિવસની ખુશાલીની પાર્ટીમાં કોને કોને નિમંત્રણ કરવું તેની યાદી કરવામાં આવતી હતી, તેમાં જયન્તીલાલે પોતાના તરફથી મિસ ઇન્દિરાને પણ આમંત્રણ મોકલવાની ભલામણ કરી. આ સાંભળતાંજ કેસરનો મીજાજ ગયો અને સર કાન્તીલાલે પણ તેનો વિરોધ કરતાં કહ્યું, "આપણી સમાજ હજુ એટલીબધી આગળ વધી નથી એટલે આપણે હાથે કરીને ટીકાને પાત્ર થવાને જરૂર શી?" આથી જરા ઉશ્કેરાઇ પણ શાન્તિ ધારણ કરી જયન્તીલાલે કહ્યું, "આપણામાં નૈતિક હીંમતની ખામીને લીધેજ આપણા સુધારકો ઠેર ઠેર વગોવાય છે. જેને જાહેરમાં આપણે માન આપી શકીએ તેને ઘરમાં નીમંત્રી ન શકીએ એ કોના ઘરનો ન્યાય?" લેડી લીલાવતીએ આ વાત આગળ વધી ગંભીર રૂપ ન લે તેથી તેનો તોડ કાઢતાં કહ્યું, "પણ અમે તો તેને ઓળખતાં નથી એટલે શી રીતે બોલાવીએ?" "જો એટલોજ વાંધો હોય તો તેણીને આમંત્રણ કરવા જવાને મને વાંધો નથી." જયન્તીએ જવાબ આપ્યો. લેડી લીલાવતીએ આ જવાબની આશા રાખી ન હોતી. પોતાને હવે કાંઇ કહેવા જેવું રહ્યું નથી એમ લાગતાં તેણીએ, "જેવી તારી મરજી" એમ કહી તે વાતનો છેડો આણ્યો. પણ ખાનગી રીતે પોતાના જમાઇ સુંદરલાલ સોલી-સીટરને કહ્યું કે જયન્તીને આ ઉછાંછળું પગલું ભરતાં ગમે તેમ કરી અટકાવવો.

* * *

સ્ટાન્ડર્ડ ફીલ્મ કંપનીના સ્ટુડીઓમાં–"માલતી માધવ"ની ફીલ્મ સીન લેવાતો હતો તેમાં અઘોરઘંટ માલતી પર મોહ પામી તેણીને તાબે કરવાને અનેક ઉપાયો અજમાવે છે પણ માલતી તેનો તીરસ્કાર કરે છે. આથી ઉશ્કેરાઇ અઘોરઘંટ તેના પર બળાત્કાર કરવા ધસી જાય છે. આ વખતે જયન્તી-

લાલ સુંદરલાલ સાથે મિસ ઇન્દિરાને આમંત્રણ કરવા સ્ટુડીઓમાં આવી લાગે છે. તેઓ ત્યાં આવે છે, તે વખતે અઘોરઘંટ આલવીને બળજબરીથી તાબે કરવાનો પ્રયત્ન કરતો જણાય છે. આ વખતે રાક્ષસનો પાઠ કરનાર પ્યારેલાલ પોતાને મળેલી તકનો લાભ લઇ ઇન્દિરાને ચુંબન લેવા ગયો. આ દેખાવ જોઇ સુંદરલાલે-જયન્તીને કહ્યું, "Can you think seriously of a girl whose kisses are public property ?" પોતાના શબ્દોની શું અસર થાય છે તે જોવા વિજયભરી દ્રષ્ટિથી તે જયંતીલાલ તરફ જોઇ રહ્યો પણ તેજ વખતે ગુસ્સાથી લાલ પીળી થઇ ગએલી ઇન્દિરાએ ચુંબન લેવા આવતાં પ્યારેલાલને પોતાના ખુલ્લા હાથની લપડાક લગાવતાં કહ્યું. "How dare you ? That is not in the act !" પણ સોલીસીટર સાહેબના કમનસીબે તે ભાગ તે જોવા પામ્યા નહિ. પણ જયન્તીલાલ તે જોઇ બોલી ઉઠયો. "You saw what happened ! Can't you even now see the sort of girl she is ?" પણ સોલીસીટર સાહેબને તેમાં કશી સમજ પડી નહિ. અને જયન્તીલાલ માત્ર મોહાંધ બન્યો છે એમજ તેને લાગ્યું.

આ બનાવથી સ્ટુડીઓના સ્ટાફમાં ખળભળાટ મચી રહ્યો હતો. પ્યારેલાલના આવા વર્તનથી સાધારણ રીતે શાન્ત સ્વભાવનો અને નાયકનું કામ કરનાર શાન્તિલાલ નામનો યુવાન ઉશ્કેરાઇ ગયો હતો. તેણે પ્યારેલાલને બોચીમાંથી પકડીને હચમચાવી નાંખતાં કહ્યું, "તારા જેવા નરાધમોને લીધેજ આ દેશની રંગભૂમિ અધમ દશામાં આવી પડી છે. અને આ ઉગતા ઉદ્યોગને પણ તારા જેવા નરપિશાચોને લીધેજ ખમવું પડયું છે. પણ યાદ રાખજે કે આ સ્ટુડીઓમાં એવું વર્તન સાંખવામાં આવશે નહિ." એટલામાં ડાયરેકટર વચ્ચે પડતાં શાન્તીલાલે તેને જવા દીધો અને માલીક પાસે તેનો રીપોર્ટ કરી યોગ્ય શાસન અપાવવાનું તેણે માથે લીધું. ફીલ્મ કંપનીના સજ્જન માલીકે તરતજ તેને સ્ટુડીઓ છોડી જવા ફરમાવ્યું. પણ પ્યારેલાલ તેને પગે લાગી કાલાવાલા કરવા લાગ્યો. આથી માલીકને દયા આવી પણ પોતાના

સ્ટુડીઓમાં આવું વર્તન ફરી થાય નહિ એવી તેની ઇચ્છા હતી તેથી તેણે કહ્યું "પ્યારેલાલ, જાઓ મીસ ઇન્દિરાની માફી માગો. જો તેણી ક્ષમા કરશે તોજ હું તમને નોકરીમાં ચાલુ રાખવાનો ચાન્સ આપીશ."

ત્યારબાદ પ્યારેલાલે ઇન્દિરાને પગે પડી માફી માગી. સરળ હૃદયની ઇન્દિરાએ તેને માફ કર્યું અને ભવિષ્યમાં પોતાના મન પર કાબુ રાખવા સુચના કરી.

તે દિવસનું કામ હવે બંધ થયું હોવાથી ઇન્દિરા જયન્તીલાલ સાથે વાતે વળગી. ત્યાં સરલા આવી લાગવાથી તેણીએ પોતાની બેનપણી તરીકે ઓળખાણ કરાવી, એટલે જયન્તીલાલે બીજે દિવસે પોતાની વરસગાંઠની ખુશાલીમાં આપવામાં આવનાર ગાર્ડન પાર્ટી માટે પોતાના કુંટુબ તરફથી તે બન્નેને આમંત્રણ આપ્યું; અને પોતાના બનેવી સુંદરલાલ સોલીસીટરનું ઓળખાણ કરાવતાં ઉમેર્યું કે મારા કુટુંબના પ્રતિનિધિ તરીકે તમને નિમંત્રણ કરવા એ મારી સાથે આવ્યા છે. આવો અણધાર્યો મામલો ઉભો થવાથી સુંદરલાલ તો ઠંડોજ થઇ ગયો અને શું બોલવું તે તેને સૂઝ પડયું નહિ. એટલે ઇન્દિરાએ આમંત્રણનો સ્વીકાર કરતાં તે બન્નેનો આભાર માન્યો અને બન્ને જણાએ ત્યાંથી રજા લીધી.

* * *

કાન્તી કેસલ

બીજે દીવસે કાન્તી કેસલ પરોણાઓની ધમાલથી હળી મળી રહ્યો હતો. ઇન્દિરા પણ જયન્તીલાલના આમંત્રણને માન આપી સરલા સાથે ત્યાં આવી હતી પણ તેણીનો સાદો તથા સુસોભીત પોશાક હોવાથી તેણી સીનેમા એક્ટ્રેસ હશે એવો કોઇને સંશય પણ થયો નહોતો. થોડી વારમાં પ્રોગામ મુજબ સીમંડળ ગરબા ગાવા માટે તૈયાર થયું. અને ઇન્દિરા તથા સરલાને પણ વગર ઓળખે કેસર તરફથી આગ્રહ કરવામાં આવતાં તેઓ પણ તેમાં સામેલ થયાં એટલે સીમંડળમાં ઇન્દિરાના મીઠા અવાજની ચર્ચા ચાલી રહી અને તે કોણ છે તે જાણવાને સૌ કોઇ ઇન્તેજાર બન્યાં. પણ તેણીને ત્યાં કોઇ

ઓળખતું હોય તેમ લાગ્યું નહિ. એટલે કેસરગવરીને તે કોણ છે તે પુછવામાં આવ્યું. તેણીએ પણ તે બાબતમાં અજાણપણું બતાવ્યું એટલામાં જયન્તીલાલે કેસરને ઓળખાણ કરાવતાં ટકોર કીધી, "શું ભવિષ્યના નણંદ–ભોજાઇ હજુ એક બીજાને ઓળખતાં પણ નથી!" આ સાંભળતાંજ કેસરપર જાણે વીજળી પડી હોય તેવી અસર થઇ અને કાંઇ પણ બોલ્યા વગર તે વાત પોતાની માતાને જણાવવા ચાલી ગઇ. તેનો ઉશ્કેરાયલો ચહેરો જોઇ તેણીની એક બ્હેનપણીએ તેનું કારણ પુછતાં તેણીએ ખાનગીમાં જણાવ્યું કે, "મારા જયન્તીભાઇને તો આ સીનેમાની સુંદરી સાથે પરણવું છે." આવી ખાનગી વાત બૈરાના પેટમાં કેટલીવાર ટકે? અડધા કલાકમાં તો આખી પાર્ટીનું સ્ત્રીમંડળ આ ખાનગી ખબર જાણી ચુકયું હતું અને મરદ વર્ગ સુધી પણ તે વાત પહોંચી ગઇ હતી.

•

આ તરફ જયન્તીલાલ ઇન્દિરા સાથે વાત કરવાની તક શોધી રહ્યો હતો અને તેણી એકલી પડતાં તેણીને પોતાનો લતા મંડપ બતાવવાને બહાને ત્યાં લઇ ગયો અને યોગ્ય શબ્દોમાં પોતાનો પ્રેમ જાહેર કરીને તેણીને પોતાની અર્ધાંગના બનાવવાની માંગણી કીધી. ઇન્દિરા આવીજ કાંઇ દરખાસ્તની વકી રાખતી હતી. છતાં તેણી પોતાનો અને જયન્તીલાલનો સામાજીક દરજ્જો અને તે વચ્ચેનો તફાવત સમજતી હોવાથી તેણીએ શાન્તિપુર્વક પણ મક્કમતાથી જવાબ આપ્યો, "આપણી સામાજીક પરિસ્થિતિ જોતાં એ અશકય છે. અને તેવું પગલું તમને ભરવા દઇ તમને અવિચારી અને ઉછાંછળાપણાના આક્ષેપમાંથી બચાવવાની હું મારી ફરજ સમજું છું." પણ જયન્તીલાલ એમ સહેલાઇથી તે દલીલ સ્વીકારે તેમ નહોતું એટલે તેણે પોતાની દલીલ જુસ્સાભેર ચાલુ રાખી. હવે ઇન્દિરાને પણ લાગ્યું કે પોતે વધુવાર તેની સામે ટકી શકશે નહિ એટલે તેણીએ ત્યાંથી ઉભા થતાં કહ્યું, "કૃપા કરી એ વાત છોડી દો. હું તમારે પોતાને ખાતરજ ના પાડું છું અને મને ધાસ્તી રહે છે કે કદી હું તમારી માંગણી સ્વીકારૂં તો તે

ઉતાવળાં પગલાં માટે તમારે કદાચ ભવિષ્યમાં પસ્તાવાનો વખત આવે તો ?"

"કદી નહિ ? કદી નહિ " જયન્તીલાલે મક્કમપણે કહ્યું. "આપણો અરસ પરસનો પ્રેમ એવો તો શુદ્ધ અને નિઃસ્વાર્થી છે કે તને મારી પત્ની બનાવવા માટે પસ્તાવાનો વખત આવેજ નહિ."

" તમારા દરજ્જાનો-તમારા પૈસાનો-વિચાર કરતાં દુનીઆ એમજ કહેશે કે તેને ખાતરજ મેં તમને મોહપાશમાં નાખી ફસાવ્યા. વળી તમને મારી સાથનો પરીચય એટલો ટુંકો છે કે, તમને મારા સ્વભાવની પણ પુરી માહિતી નથી. માટે એ વાતજ જવા દો." એમ કહી ઇન્દિરાએ ઘેર જવા રજા માંગી. એટલે લાચારીથી જયન્તીલાલ તેણીને માટે ગાડીનો બંદોબસ્ત કરવા ગયો અને ઇન્દિરા સરલાને ખોળવા લાગી તેવામાં તેણીને કાને બે સ્ત્રીઓ વચ્ચેની નીચેની વાતચીત સાંભળવામાં આવી. " અરે મારા જયન્તીને પણ શું સુજ પડયું છે કે તે પેલી એકટ્રેસ સાથે પરણવા તૈયાર થયો છે." કેસરનો અવાજ સંભળાયો. " એ લોકો તો તમારા જેવા શ્રીમંત કુટુંબના યુવાનોને ફસાવવાની તજવીજમાંજ રહે છે એટલે હાથ આવ્યો આવો શીકાર તે કંઇ છોડે ?" બીજી સ્ત્રીનો અવાજ સંભળાયો. પણ એવી સ્ત્રીને ગૃહસ્થાઇનો કે નિતીરીતીનો ખ્યાલ પણ કયાંથી હોય ! એવી સ્ત્રીને ઘરમાં ઘાલવાની હું તો તદન વિરૂદ્ધ છું. મેં તો મારી બાને પણ કહ્યું છે કે એવું થવા દેશો તો આપણા ખાનદાનને બટ્ટો લાગશે." કેસરે કઢાપો કર્યો. પણ તેઓ વચ્ચેની વધુ વાતચીત સંભળાય તે પહેલાં તો જયન્તી-લાલ ગાડી લઇ આવી પહોંચ્યો, એટલે સઘળાને બોલાવી તેણીની સાથે પોતાને ઘેર ગઇ.

* * *

ત્યાર બાદ જયન્તીલાલ પોતાના મિત્રમંડળ તરફ વળ્યો. તેના આપ્તમંડળમાંથી સુંદરલાલ સોલીસીટરનો સાદ સંભળાયો " હાસ્તો વળી બેરોનેટના બેટાને પરણવાનું કોને ન ગમે !"

આ શબ્દો જયન્તીલાલને કાને પડતાં તેણે જવાબ આપ્યો, "તમારી ભૂલ છે સોલીસીટર સાહેબ ? ઇન્દિરાએ મારી સાથે લગ્ન કરવાની મારી માંગણી સ્વીકારી નહિ એટલે તમો હજુ તેણીને ઓળખી શકયા નથી એમ સાબીત થાય છે."

"એ તો નવાઇની વાત" સોલીસીટર અજબ થતાં બરબડયા. "પણ જરૂર એમાં કાંઇ ભેદ હોવો જોઇએ" આ સાંભળી જયન્તીલાલ જરા ઉશ્કેરાતાં બોલ્યો, "ત્યારે તે ભેદ તમો શોધી કાઢજો" એમ કહી તે શયનગૃહ તરફ ગયો.

આ બાજુ પર ઇન્દિરાનું હૃદય ચકડોળે ચઢયું હતું. ગાડીમાં બેસવા પહેલાં જયન્તીલાલની બ્હેન અને તેણીની બ્હેનપણી વચ્ચે થએલી વાતચીત સાંભળી પોતાના પર અણછાજતો આરોપ મુકતાં સાંભળી તેનું દીલ ઉશ્કેરાયું હતું અને પોતે જયન્તીલાલની સામાજીક . પરિસ્થિતિને ખાતર પોતાના પ્રેમનો ભોગ આપવાનો ઠરાવ કીધો હતો તેની બેકદર દુનીઆને ખબર નહોતી. એટલુંજ નહિ પણ તેણીને જાણ્યા પિછાન્યા વગર તેણીના પર જે આક્ષેપો મુકવામાં આવતા હતા તે સાંભળી તેણીને એમજ થવા લાગ્યું હતું કે હવે તો જયન્તીલાલ સાથે લગ્ન કરી બતાવી આપવું કે ગૃહસ્થાઇનો કે શીયળનો ઇજારો અમુક વર્ગનોજ નથી. તેણીના મનમાં આ ગડમથલ ચાલતી હતી તેવામાં તેણીનું ઘર આવી પહોંચ્યું અને તેણી તથા સરલા ઘરમાં ગયાં.

પાર્ટીમાંથી આવેલી ઇન્દિરાનો ચહેરો ઉતરેલો જોઇ તેણીની માતાએ સ્વાભાવિક પ્રશ્ન કર્યો, "કેમ બ્હેન, પાર્ટીમાં ઠીક પડયું નહિ કે શું ? તારો ચહેરો ઉતરેલો કેમ લાગે છે?"

આના જવાબમાં ઇન્દિરાએ સઘળી હકીકત કહી સંભળાવી અને દોરંગી દુનીઆને પોતાના દાખલાથી તાજુબ કરવાનો પોતાનો વિચાર જાહેર કરી માતાનો અભિપ્રાય માગ્યો. તેણીની માતાને આ સબંધ અત્યંત રૂચીકર લાગતો હોય તેમ દેખાયું. જો કે તેણી સાધારણ રીતે શ્રીમંત લોકથી દૂર રહેવાનું પસંદ કરતી હતી તો પણ જયન્તીલાલના જેવા સુશીલ યુવાનને પોતાનો જમાઇ બનાવવાની તેણીની સંપૂર્ણ મરજી

હતી. તેથી કહ્યું, "બેટા, જયંતિલાલની માગણી સ્વીકારવાને કશી અડચણ નથી. કેમકે તારૂં ખાનદાન કાંઇ તે લોકોથી ઉતરતું નથી, તે વખત આવે સાબીત કરીશ. આ સાંભળી ઇન્દિરાએ જયન્તીલાલને ટેલીફોન કર્યો.

"હલો, હલો, કોણ મી. જયન્તીલાલ? હું ઇન્દિરા."

"કોણ ઇન્દિરા-કેમ અત્યારે?"

"મેં મારો વિચાર ફેરવ્યો છે. તમારી માંગણી સ્વીકારૂં તો—"

"હું હમણાંજ તમારા તરફ આવું છું. અને-"

"ના હમણા નહિ. આજની રાત તમો એ વિષય ઉપર પુરતી ગંભીરાઇથી વિચાર કરો. સવારના તમારા માતપિતાને પુછી, તેમની સંમતી મળે તો મારે ત્યાં પધારજો. માટે હાલ તુરત તો Goodnight."

ઇન્દિરાનો આ પ્રમાણે ટેલીફોન આવવાથી જયન્તીલાલ ખુબ હર્ષમાં આવી ગયો અને એ ખુશ ખબર પોતાના આપ્ત મંડળને આપવા દોડયો. પાર્ટીમાં આવેલા મહેમાનો સૌ વિદાય થયા હતા અને હવે માત્ર ઘરનાં માણુસોજ રહ્યાં હતાં. આનંદના આવેશમાં આવેલા જયન્તીલાલે સીધો સુંદરલાલને પકડયો. અને તેના વાંસા પર એક ધપ્પો લગાવતાં કહ્યું, "Everything in the garden is lovely now; Sunderlal. Don't you know?"

સુંદરલાલને તેનું કહેવાનું તાત્પર્ય સમજાયું નહિ એટલે તેણે પુછ્યું, "I don't notice any change what's up?"

"Congratulate the Indira has changed her mind" જયન્તીલાલે કહ્યું,

"I knew she would, nothing new about it" સુંદરલાલે જવાબ વાળ્યો. પણ જયન્તીલાલ તેની દરકાર નહિ કરતાં તે ખબર પોતાના માતપિતાને આપવા દોડયો. તેઓએ પોતાની સખ્ત નાપસંદગી બતાવી જયન્તીલાલને એ વાતથી હાથ ઉઠાવવા સમજાવ્યો પણ જયન્તીલાલ એકનો બે નજ થયો. અને વાત એટલે સુધી વધી ગઇ કે જયન્તીલાલે ગમે તે ભોગે

તેણીની સાથે લગ્ન કરવાનો ઇરાદો જાહેર કર્યો. સર કાન્તીલાલે તેમ કરે તો તેને પોતાના વારસામાંથી દૂર કરવાની પણ ધમકી આપી. પણ જયન્તીલાલ તેની કનવાર કર્યા વગર ત્યાંથી ચાલી ગયો. તેના ગયા બાદ લેડી લીલાવતીએ તે વાત બળથી નહિ પણ કળથી પાર પાડવા સર કાન્તીલાલને સમજાવ્યા અને પૈસાની લાલચે ઇન્દિરા લગ્ન કરવા ના કહેશે એમ સુચના કરી, અને તે રીતે તે કામ પાર પાડવા નક્કી કર્યું. એ કામ સુંદરલાલ સોલીસીટરને સોંપવામાં આવ્યું. અને તેને કહેવામાં આવ્યું કે આ માટે સુંદરલાલે સવારના પહોરમાંજ ઇન્દિરાને ઘેર જવું અને પૈસાની મોટી રકમની તેણીને લાલચ આપી તેણીનીજ પાસે લગ્ન કરવા ના પડાવવાની ગોઠવણ કરવી. એમ છતાં જો તે નહિ સમજે તો સર કાન્તીલાલનો જયન્તીલાલને વારસામાંથી બાતલ કરવાનો નિશ્ચય પણ તેણીને જણાવી દેવાની ભલામણ કરી.

*　　　*　　　*

ઇન્દિરાનું ઘર.

બીજે દીવસના સવારના ગોઠવણ મુજબ સુંદરલાલ ઇન્દિરાને ઘેર ગયો. ઇન્દિરા તે વખતે જયન્તીલાલના આવવાની વકી રાખતી હતી પણ જ્યારે તેને બદલે તેણીએ સુંદરલાલને જોયો ત્યારે તેણી તાજુબ થઇ છતાં જયન્તીલાલના સ્નેહી સબંધી તરીકે તેને આવકાર આપ્યો. થોડીક આડી તેડી વાત કરવા બાદ સુંદરલાલ મુદ્દાની વાત પર આવ્યો. એટલામાં તેને માટે ઇન્દિરાએ મંગાવેલી ચહા આવી અને તેણીએ સ્વહસ્તે એક પ્યાલો તૈયાર કરી તેને આપ્યો. બરાબર અક્કડ રહેવાના નિશ્ચય સાથે આવેલા સોલીસીટર સાહેબને તે નાજુક હાથે અપાયલો પ્યાલો ના, ના, કહેવા છતાં સ્વીકાર્યા વગર ચાલ્યું નહિ. જાણે ચહાની ગરમીથી સોલીસીટરનો નિશ્ચય ગળ્યો હોય તેમ લાગ્યું કેમકે ચહા પીધા બાદ તેમનો અવાજ નરમ થયો અને ધીમેથી બોલ્યા, " જુઓ મીસ ઇન્દિરા, તમો તો સમજુ છો. સર કાન્તિલાલનો સામાજીક દરજ્જો પણ તમો જાણો છો.

અટલે તેમના પુત્ર સાથે તમારા લગ્નની વાતજ અસંભવિત છે. અલબત જો તમારી ધારણા મુજબ જયન્તીલાલ સાથે તમારા લગ્ન ન થાય તો તેથી તમને જરૂર આઘાત થાય પણ તે બદલ તમને સર કાન્તીલાલ એક સારી જેવી રકમ આપવા તૈયાર છે. જેના વ્યાજમાંથી તમો દેશમાં જઇને સારી રીતે રહી શકશો અથવા તો તમારી લાઇનને તમો સારી રીતે ખીલવી શકશો: માટે-"

એમ કહી સુન્દરલાલે હજાર હજારની નોટનો એક ચોડો ઇન્દિરાની પાસે મુકયો. "તમારી આ અપમાન ભરેલી માગણીને હું ઠોકરે મારૂં છું—" ઇન્દિરાએ નોટોનો થોકડો સુન્દરલાલના મુખ તરફ ફેંકયો.

આવા વર્તનની સુન્દરલાલે વકી રાખી ન હોતી. તેથી તે ગભરાઇને બોલ્યો, "મને ધાસ્તી લાગે છે કે તમારે લીધે કદાચ કુટુંબ કલેશ એવું ગંભીર સ્વરૂપ લેશે કે સર કાન્તી લાલ પોતાના એકના એક પણ જીદ્દી પુત્રને વારસામાંથી પણ બાતલ કરી નાંખશે. જેનું પરિણામ શું આવે તે તો તમો સારી રીતે સમજી શકો છો."

"જો તે-અગર તો તેવુંજ પરિણામ આવતું હોય તો તેથી નાખુશ થવાને બદલે હું તો ઓર ખુશી થઇશ. કેમકે હું પૈસાનીજ સગી નથી એમ દુનીઆને પણ દેખાશે અને અત્યાર સુધી જયન્તીલાલજીને જે ટાઢું ભોજન ખાવાની ટેવ પડી છે, તેને બદલે તેને ગરમ અન્ન ખાતાં કરવાનું માન મને મળશે." ઇન્દિરાએ રોકડું પરખાવ્યું. સુન્દરલાલે પોતાની ગણત્રીમાં ભૂલ ખાધી હોય એમ તેને લાગ્યું છતાં છેલ્લો પાસો ફેંકી જોયો અને કહ્યું, "આ ગંભીર બાબત છે, તમોને હજુ દુનીયાનો અનુભવ નથી. માટે આ બાબતમાં તમારી માતાની સલાહ લઇ પુરતો વિચાર કરી આવતી કાલે મને જવાબ આપજો." આ વાતચીત ગંગાબાઇ બાજુના ઓરડામાં સાંભળતી બેઠી હતી તે ત્યાં આવી અને સુંદરલાલને કહ્યું "માફ કરજો સુંદરલાલભાઇ, તમે અમને ઓળખ્યા વગર અને આબરૂ ઇજ્જત વિનાના સમજીને પૈસાની લાલચ બતાવવા આવ્યા છો પણ

મને કહેવા દયો કે મારી ઇન્દિરા તમારા જેટલાજ ખાનદાન કુટુંબની છે અને માત્ર સંજોગોને આધિન થઇ તેણીને પોતાનો નિર્વાહ આપકપાઇથી કરવાની ફરજ પડી છે. તેણીએ સારી કેળવણી લીધેલી છે. અને દરેક સ્ત્રી પવિત્ર અને આબરૂદાર જીંદગી સ્વાશ્રયથી ગુજારી શકે એ સિધ્ધાંતને માનનારી હોવાથી તેણીએ એકટ્રેસ તરીકેની જીંદગી પસંદ કરી છે. તે એટલા ખાતરજ કે દુનીઆ જોઇ શકે કે ગમે તે ધંધામાં માણસ પ્રમાણિક અને પવિત્ર જીવન ગાળી શકે છે. માટે તમારા ધનની લાલચ અમને અસર કરી શકે તેમ નથી." સુન્દરલાલને હવે કાંઇજ બોલવાનું રહ્યું નહિ. અને પોતે માથે લીધેલું કામ પાર ન પડે તો તેને માટે સાસરીઆમાં શું જવાબ આપવો તે વિચાર કરતા હતા એટલામાં જયન્તીલાલે તે ઓરડામાં પ્રવેશ કર્યો અને સુંદરલાલને ત્યાં બેઠેલા જોઇ કાંઇક તાજુબ થતાં "તમે કયાંથી?" એવો પ્રશ્ન કર્યો. સોલીસીટર સાહેબ શું જવાબ આપવો તે સમજી શકયા નહિ અને ગલ્લાં તલ્લાં કરવા લાગ્યા. પણ જયન્તીલાલનું ધ્યાન તે તરફ હતુંજ નહિ. તેની આંખો તો ઇન્દિરાને શોધતી હતી અને તેની પાસે જઇને પહેલોજ પ્રશ્ન કર્યો "ઇન્દિરા, આમ એકદમ તારો નિશ્ચય ફેરવવાનું શું કારણ બન્યું તે તો કહે?" આ સવાલ સાંભળી સોલીસીટર સાહેબને એક નવો બુટ્ટો સુજતાં તે બોલ્યા, "હું પણ તેજ જાણવા અહિં આવ્યો હતો." આ સાંભળી ઇન્દિરાને પણ જરા રમુજ ઉત્પન્ન થઇ અને તેથીજ તેણીએ કટાક્ષમાં કહ્યું, "ખરૂં પુછો તો મારો નિશ્ચય ફેરવવા માટે તમારે કેસર બેનનોજ ઉપકાર માનવાનો છે."

આ જવાબ સાંભળી સુંદરલાલ તો આભોજ બની ગયો. તે તો એમજ સમજ્યો કે પોતાની પત્નીએજ આ ગોઠવણ કરી છે, અને સાથે રહી પોતાને મૂર્ખ બનાવવા માટેજ આ કામ તેને સોંપાવ્યું હતું! એટલે તેના ખીજવાટનો પાર રહ્યો નહિ. પણ તેણે તે બહાર જણાવવા ના દેતાં ખુશાલીનો ડોળ કરી બંને પ્રેમીઓને મુબારકબાદી આપી, ત્યાંથી રજા લીધી. ઘેર જતાં

તેણે-મનમાં ઠરાવ કીધો કે કેસરને ઘેર જતાંની સાથે ખખ-ડાવી નાંખવી. પણ એકવાર ઘેર પહોંચ્યા પછી કેસરની રૂબ-રૂમાં તેના બધા ઠરાવ હવાઇ ગયા અને “ શું કરી આવ્યા ?” એવા કેસરના સવાલના જવાબમાં તેણે કહ્યું, “ હું કયે દીવ-સના તમારા મતની વિરૂધ્ધ ગયો છું. તમારી ઇચ્છા મુજબજ સઘળું થશે.” સુંદરલાલ તેને સોંપેલું કામ ફતેહ કરી આવ્યા એમ સમજી કેસર મનમાં મલકાવા લાગી.

સુંદરલાલના જવા બાદ જયન્તીલાલે ગંગાબાઇને કહ્યું, “ અગર જો મારા પિતાશ્રી માત્ર એક જીદને ખાતર મને વારસામાંથી બાતલ કરવાની પોતાની ધમકી અમલમાં મુકે તો પણ હું ઇન્દિરાને ખાતર તે ભોગ આપવા તૈયાર છું. માટે એ બાબત તમારો અભિપ્રાય જાણવા આવ્યો છું.”

આનંદ જવાબમાં ગંગાબાઇએ સુંદરલાલના આગમનનું ખરૂં કારણ સવીસ્તર જણાવતાં ઉમેર્યું કે “ જો મારી ઇન્દિરા માત્ર પૈસાનીજ પુજારણ હોત તો તમારા પિતાની માંગણી તરતજ સ્વીકારી લેતે પણ તેણી માત્ર તમને ચહાતી હોવાથી જો તમારા પિતા તમને વારસામાંથી બાતલ કરે તો તેણીનાં લગ્ન તમારી સાથે કરવામાં અમને બન્નેને ઔર આનંદ થશે.”

હવે જયન્તીલાલના આનંદનો પાર રહ્યો નહિ અને ઇન્દિરાને પણ નોકરી પર જવાનો વખત થએલો હોવાથી તેણીને લઇ તે નીચે ઉતર્યાં. એટલે સામેથી આવતાં કાશી-બાઇને ત્યાં સરલાને જોઇ એટલે સરલા, ઇન્દિરા તથા જયન્તી-લાલ સ્ટુડીઓ તરફ ગયા અને કાશીબાઇ ઉપર જઇ ગંગા-બાઇ સાથે વાતે વળગ્યાં.

*　　*　　*

કાશીબાઇ હવે ઘરની પરિચિત થઇ ગઇ હતી અને તેનો તથા ગંગાબાઇનો સંબંધ પૂર્વવત્ થઇ ગયો હતો. તેણીએ ઇન્દિરાને જયન્તીલાલ સાથે નીચે ઉતરતાં જોઇ સ્વાભાવિક પ્રશ્ન પુછયો કે, “ એ કોણ ?” તેના જવાબમાં ગંગાબાઇએ સર કાન્તીલાલના પુત્રની ને ઇન્દિરાના ભાવી પતિ તરીકે ઓળખાણ આપી. આ ઉપરથી કાશીબાઇ બોલ્યાં, “ગંગા-હું

તને કેટલા દીવસ થયાં આ વાત પુછવાની હતી, પણ મારી જીભ ઉપડતી નહોતી. મારી સરલાના જન્મ સુધી તો તારે કાંઇજ નહોતું. અને ઇન્દિરા સરલા કરતાં તો મોટી છે. માટે એ તારી છોકરી તો હોઇ શકેજ નહિ. તો એનો ભેદ શું છે? તે જણાવવાને હરકત ન હોય તો તે કહે. આના જવાબમાં ગંગાબાઇએ કહ્યું, "તારાથી મારે છાનું રાખવા જેવું કશું નથી." એમ કહી ઇન્દિરા સંબંધી સઘળી હકીકત કહેતાં ઉમેર્યું કે ઇન્દિરાને પણ હજુ આ ભેદ ખબર નથી અને તે જાહેર કરવાનો પ્રસંગ ન આવે ત્યાં સુધી ત્રીજે કાને તે વાત જવી જોઇએ નહિ."

આ વાતચીત ચાલતી હતી એટલામાં શાન્તીલાલ ત્યાં આવ્યો, અને ઇન્દિરા બહેન કયાં છે એમ પુછતાં ગંગાબાઇએ કહ્યું કે એ તો સરલા સાથે નોકરી પર ગઇ. એટલે શાન્તીલાલે પણ રજા લીધી. તેનાં ગયા બાદ તેની ઓળખ આપતાં કહ્યું કે "ભલું થજો આ ભાઇનું કે તેની હીંમત અને મદદથી ઇન્દિરા આજે સ્વાશ્રયથી સારી સ્થિતિમાં છે. એવો ભલો, અને સમજુ છોકરો છે કે એના પર મને કુદરતી હેત આવે છે."

* * *

આ તરફ જ્યારે સર કાન્તિલાલે જોયું કે પોતાનો પુત્ર કોઇ પણ રીતે માનતો નથી ત્યારે તેને છેવટની તાકીદ આપી કે જો તે પોતાના કુટુંબની ઇચ્છા વિરૂધ્ધ ઇન્દિરા સાથે લગ્ન કરશે તો પોતાની આપ કમાઇની મીલકતમાંથી એક રાતી પાઇ પણ આપશે નહિ. આટલું છતાં પણ પ્રેમના ઘોડે ચડેલા જયન્તિલાલે તેની દરકાર કરી નહિ અને ઇન્દિરાને સઘળી હકીકત કહી. ઇન્દિરા તે સાંભળતાં ગુચવણમાં પડી અને કહ્યું કે જો કે મારા લીધે તમારા કુટુંબમાં વિક્ષેપ થાય તે જોવા હું રાજી નથી છતાં બીજી બાજુથી તમને વારસામાંથી બાતલ કર્યા પછી જો હું તમારી સાથે લગ્ન કરૂં તો દુનીઆ એમ નહિ કહી શકે કે હું તમારી સાથે પૈસા માટે પરણી હતી. આ પ્રમાણે એ પ્રેમી યુગલ ભવિષ્યનો લાંબો વિચાર કર્યા વિના લગ્ન ગાંઠથી જોડાઇ હનીમુન ગુજારવા માથેરાન ઉપડી ગયું

અને ત્યાં ગયા બાદ જયન્તિલાલે વિનયપૂર્વક પોતાના પિતાને લખી જણાવ્યું કે "ઇન્દિરા વિનાનું જીવન મને શુષ્ક લાગવાથી અને સઘળી રીતે તેણી ગૃહસ્થનું ઘર શોભાવે એવી છે એવી મારી ખાત્રી થવાથી તેની સાથે મેં લગ્ન કર્યું છે. અમો આવતે અઠવાડીએ આપના ચરણારવિંદમાં શીષ નમાવી આપનો આશિર્વાદ મેળવવા આવવા ધારીએ છીએ.

સર કાન્તિલાલ પોતાની ઑફીસમાં બેઠા હતા ત્યાં તેને જયન્તિલાલનો ઉપર જણાવેલો પત્ર મળ્યો જે વાંચતાંજ તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. પોતાની આજ્ઞાની અવગણના કરનાર નાફરમાન છોકરાનું હવે મોઢું પણ ન જોવું એવો મનમાં ઠરાવ કરી માણસને બોલાવી હુકમ આપ્યો કે જયન્તિલાલનો અંગત અસબાબ પેક કરી માથેરાન મોકલી આપવો. અત્યારે શેઠનો મીજાજ ગએલો જોઇ કાંઇ પણ બોલવાને તે જુના અને નિમકહલાલ નોકરની હીંમત ચાલી નહિ. અને મુંગે મોઢે શેઠનો હુકમ બજાવવા ચાલ્યો ગયો. આજે પોતાનો જીવ ઉકળેલો હોવાથી તેણે કોઇને પણ મુલાકાત નહિ આપવાની ઇચ્છા જાહેર કરી. પોતાના એકના એક દીકરાને આવી રીતે દૂર કરતાં તેને સખ્ત આઘાત થયો હતો. અને તેથી તે ઉંડા વિચારમાં બેસી રહ્યા હતા. એવામાં એક અઢાર ઉમરનો ગુજરાતી ડ્રેસમાં સજ થએલો ગૃહસ્થ તેમની ઓફીસમાં આવ્યો અને પોતાનું કાર્ડ સીપાઇને આપી શેઠને પહોંચાડવા ફરમાવ્યું. પણ જ્યારે પટાવાળાએ તેને કહ્યું કે "શેઠ આજ કોણુલા ભેટાઇચા નાહિ" ત્યારે તેણે પોતાનું કાર્ડ શેઠના ટેબલ ઉપર રાખી આવવા કહ્યું. ભોળો સીપાઇ કાર્ડ લઇને અંદર ગયો. એટલે તેની પાછળ તે વૃદ્ધ પણ ટીખલી ગૃહસ્થ સર કાન્તિલાલની ઑફીસમાં ગુપચુપ દાખલ થઇ ગયો. ટેબલ ઉપર માથું મુકી મશગુલ થઇ ગએલા સર કાન્તિલાલના વાંસા પર એક ધીમી થાપટ લગાવી તેને વિચાર નિદ્રામાંથી જાગૃત કરતાં તેણે કહ્યું "હલ્લો Kanti, How do you do!" આથી સર કાન્તિલાલ ચમકી—નવા આવનાર સામું જોઇ તેને ઓળખી બોલ્યા, "કોણ

છોટુ ? આટલે વરસે તું કયાંથી ફુટી નીકળ્યો ?" દેખીતી રીતે આ બંન્ને જુના અને જાની મિત્રો લાંબી મુદતે એક બીજાને ભેટયા.

તેઓ વચ્ચેની વાતચીત ઉપરથી જણાતું હતું કે નાણાં ભીડમાં આવી જવાથી છોટાલાલને કેટલાંક વર્ષો પહેલાં માતૃ-ભૂમિનો ત્યાગ કરવો પડયો હતો. પરદેશમાં કેટલાંક વર્ષો મુશ્કેલીમાં કાઢી તે હમણાંજ સારૂં ધન કમાઇ પોતાના વ્હાલાઓને ભેટવા–સ્વદેશમાં પાછો ફર્યો હતો. પણ તેની નિરાશા વચ્ચે તેને માલૂમ પડયું કે પોતાની પત્નિ તે ગુમાવી બેઠો હતો અને બાળક પુત્રીનો પત્તો ન હોતો. પરદેશ જતી વખતે જે ગામમાં પોતાની પત્ની અને નાની બાળકી મુકી ગયો હતો ત્યાં તપાસ કરતાં તેને જણાયું કે તેની પત્ની તેના જવાબાદ થોડાજ વખતમાં મરણ પામી હતી અને મરતી વખતે પોતાની બાળકીને એક માયાળુ પાડોશણને સોંપી હતી. ત્યારબાદ તે બાઇ પણ પોતાના નિર્વાહ માટે તે ગામ છોડી મુંબાઇ તરફ આવી હતી તેવી તેને બાળ મળી હતી. આપણી ન્યાતના આગેવાન તરીકે આ બાબતમાં તમોને કાંઇ ખબર હશે, એમ સમજી હું તારી પાસે આવ્યો છું. પણ તેના જવાબમાં સર કાન્તિલાલે અજાણપણું બતાવ્યાથી છોટાલાલની નીરાશાનો પાર રહ્યો નહિ.

થોડીકવાર બન્ને મિત્રો ગુપચુપ બેસી રહ્યા. બન્નેને જુદી જુદી તરેહની પણ પોતાના બચ્ચાં તરફની ચિંતા હતી પરંતુ છોટાલાલને કાન્તિલાલની ચિંતાનું કારણ ખબર ન હોતું, એટલે તેણે તે બાબત થોડી વારે પ્રશ્ન કર્યો. સર કાન્તિલાલે પોતાના પુત્રની નાદાનીની કથા કહી સંભળાવી કહ્યું, "હવે આ બાબત મારે શું કરવું ? એ નાફરમાન છોકરાને મેં મારા વારસામાંથી બાતલ કર્યો છે. પણ તેને મારા હૃદયમાંથી દૂર કરી શકતો નથી."

છોટાલાલે કહ્યું કે, "તું અસલથીજ સુધરેલા વિચારનો છે. અને જો તારી પુત્રવધુ માટે તેના ધંધા શીવાય બીજો કાંઇ વાંધો ન હોય તો પછી તને તે વિરોધ શાને હોવો જોઇએ."

આના જવાબમાં સર કાન્તિલાલે કાંઇક કચવાટથી કહ્યું, "ગમે તેવી કલચરડ Cultured હોય તો પણ આખરે તો એકટ્રેસજ કની? એટલે તેનું ખાનદાન–તેની Morality શું હોઇ શકે? શું એવી એકટ્રેસ મારી પુત્રવધુ થાય એ તને અણુજુગતું નથી લાગતું?"

"તે તો કોણ જાણે? જ્યારે તું તેને માનપાન આપતી વખતે પ્રમુખ થતાં અચકાયો નહિ અને જાહેરમાં તેણીના વખાણ કીધાં ત્યારે એટલું તો ચોક્કસ હોવું જોઇએ કે એક સાધારણ પ્રકારની એકટ્રેસ કરતાં તેણીનામાં કાંઇક વિશેષ છે," તો જ્યાં સુધી તેણી તારા કુટુંબમાં દાખલ થવાને નાલાયક છે એવી તારી ચોકસ ખાત્રી થાય નહિ ત્યાંસુધી તે પ્રેમી જોડા ઉપર આટલું સખત થવાનું તને કારણ નથી." છોટાલાલે દલીલ કરી.

છોટાલાલની આ દલીલની વાસ્તવિકતા સ્વીકાર્યા વિના ચાલે તેમ ન હોતું. તેને પોતાનું પગલું સખ્ત છે એમ લાગવા માંડયું હતું. તેમાં છોટાલાલની આ સૂચના તેને વિશેષ આવકારદાયક લાગી. અને તેનો અમલ કરતો હોય એવી રીતે કહ્યું, "તું મારો બાળસ્નેહી છે. તો એ છોકરીના સબંધમાં બારીકાઇથી તપાસ કરી તેણીનાં ખરા ચારિત્ર્યની ખાત્રી કરી મને જણાવ. તું અત્રે નવો આવેલો હોવાથી તને કોઇ ઓળખતું પણ નથી. એટલે એ કામ તું વધારે સહેલાઇ કરી શકશે."

છોટાલાલે તેનો સ્વીકાર કરતાં કહ્યું, "એ કામ હું ખુશીથી કરીશ. પણ જ્યાં સુધી મારી પુત્રીનો પત્તો મળે નહિ ત્યાં સુધી હું જાહેરમાં મારી ઓળખાણ આપવા માંગતો નથી. કેમકે મારા પૈસાની લાલચે અનેક તરેહના પ્રપંચ થવાની મને ધાસ્તી રહે છે."

આ પછી કેટલોક સમય એક બીજાનું કામ કેવી રીતે પાર ઉતારવું તેની ચર્ચા ચલાવી છોટાલાલે રજા લીધી.

* * *

છોટાલાલને પોતાની પુત્રીની ભાળ મેળવવાનું મુશ્કેલ કામ તેના હાથમાં હતું. પણ તે સંબંધી કાંઈ પણ ભરોસાદાર સમાચાર તેની ચાંપતી જુસ્તેજો છતાં મળ્યા ન હતા. એટલે તેને કાંઈ નિરાશા લાગવા લાગી હતી. એ અરસામાં તેને સર કાન્તિલાલે સોંપેલા કામથી તેના મનને બીજી દીશામાં પરોવવાની તક મળી, અને પોતાના બાળમિત્રના કુટુંબની આબરૂ અને સુખની ખાતર તે કાર્યની પાછળ તે તન-મન-અને ધનથી મંડયો. ઇન્દિરા સંબંધી તેણીના સ્ટુડીઓ પર તેમજ તેને લાગતા વળગતા મંડળમાં બારીકીથી તપાસ કરવા માંડી જે પરથી તેણી શાંત અને સુશીલ સ્વભાવની સદ્‌ગુણી છોકરી છે એમ માલુમ પડયું. પણ તેણીનાં લગ્ન એક શ્રીમંત યુવાન સાથે થવાથી તેણીએ પોતાની નોકરીનું રાજીનામું આપ્યું હતું. આ પરથી છોટાલાલને ખ્યાલ આવ્યો કે લગ્ન પછીની સહેલગાહ પરથી પાછાં ફરતાં હવે શું કરવું તેના વિચારમાં તેઓ પડશે. આ ઉપરથી તેણે નીચે મુજબની જાહેર ખબર મુંબાઇના આગેવાન પત્રોમાં પ્રસિદ્ધ કરાવી:—

"Wanted an experienced working partner to organise and manage a Film producing Concern. Sufficient Capital guaranteed to deserving persons. For terms etc. apply to Box No. 1010 C/o this paper.

આ જાહેર ખબર માથેરાનમાં જયન્તિલાલ તથા ઇન્દિરાના વાંચવામાં આવી. જયન્તિલાલને પોતાના પિતાના આવા સખ્તાઇ ભરેલા વર્તનથી જરા ખોટું લાગ્યું હતું એટલે હવે પિતાના ઓશીંયાળા ન રહેવાનો ઠરાવ કીધો હતો, અને તેમાં તેને ઇન્દિરા તરફથી અનુમોદન મળ્યું હતું. એક મેકના પ્યારમાં મસ્ત રહેલાં આ નવયુગલને સ્વર્ગસૃષ્ટિમાંથી સંસારની કઠોરતાનો અનુભવ લેવાનો પ્રસંગ આવી લાગ્યો હતો. ઇન્દિરાને પોતાના પતિને સ્વહસ્તે ગરમ ભોજન જમાડવાની જે ઉત્કંઠા હતી તે પ્રત્યક્ષ કરવાનો પ્રસંગ પાસે આવેલો જોઇ તે પોતાના પતિને પ્રોત્સાહન આપતી હતી એવામાં તેણીના વાંચવામાં પેલી જાહેર ખબર આવતાં તે લઇ જયન્તિલાલને

બતાવવા દોડી. જાહેર ખબર વાંચી જયન્તિલાલે કહ્યું, " પણ મ્હને ફીલમ કંપની ચલાવવાનો અનુભવ કયાં છે ?" ઇન્દિરાએ જવાબ આપ્યો, " તમને નથી તેમાં શું થયું ? મ્હને તો છેને ? બીઝનેસ ઓરગેનીઝેશનનો ત્હમોને અનુભવ છે એટલે બાકીનું બધું સંભાળવામાં હું મદદ કરીશ."

ઉપર મુજબ કેટલીક વાટાઘાટ થયા બાદ જયન્તિલાલે તે દિવસેજ જાહેર ખબરનો જવાબ આપ્યો, જેનો ત્રીજેજ દિવસે રૂબરૂ મુલાકાત આપવાનો જવાબ ફરી વળતાં તેઓ તાબડતોબ મુંબાઇ ઉપડી ગયાં.

મુંબાઇ આવ્યા બાદ જયન્તિ તથા ઇન્દિરા છોટાલાલને તેમની ઑફીસમાં મળવા ગયાં. તે લંબાણુ મુલાકાત દરમ્યાન ઇન્દિરાએ પોતાના અનુભવથી અને જયન્તિલાલે પોતાના વ્યક્તિત્વથી છોટાલાલના ઉપર સારી છાપ પાડી. પરિણામે છોટાલાલે તેઓને જોઇતી થાપણ આપવાનું કબુલ કીધું.

બે ત્રણ દિવસ બાદ તેઓ વચ્ચેના પાકા લખાણ પર સહી કરવા માટે છોટાલાલને ત્યાં બોલાવવામાં આવ્યા. તે દિવસે છોટાલાલનો સોલીસીટર પાકું એગ્રીમેન્ટ લઇ હાજર થનાર હતો. પણ તે મુકરર વખતે ના આવી શકવાથી છોટાલાલે જયન્તિલાલને સોલીસીટરને બોલાવવા મોકલ્યો. પણ બિચારા જયન્તિલાલને કયાં ખબર હતી કે તેને માર્ગમાંથી દૂર કરવાનો આ એક પ્રસંગ હતો કેમકે જયન્તિલાલને સોલીસીટરને ત્યાં કેટલોક વખત રોકી રાખવાની ગોઠવણ કરી રાખવામાં આવી હતી.

જયન્તિલાલના જવા બાદ કેટલીક આડીતેડી વાત કર્યા પછી છોટાલાલે ઇન્દિરાને કહ્યું, " ઇન્દિરા, આપણા ધંધાનું એગ્રીમેન્ટ સહી થાય તે પહેલાં આપણું અંગત એગ્રીમેન્ટ પર પહેલી સીલ થવી જોઇએ." ઇન્દિરા બોલી, "એટલે શું ?" છોટાલાલે શાંતિથી જવાબ આપ્યો, " સીનેમાની સ્ટાર તરીકે તમોને તેનો અનુભવતોજ હશેજ."

ઇન્દિરાએ જવાબ વાળ્યો, " મ્હારો અનુભવ ! તમો શું કહેવા માંગો છો તે સમજાતું નથી."

"હવે એ બધું ડહાપણ જવા દે અને મીઠી કીસ આપી એ એગ્રીમેન્ટ પર સીલ કર." છોટાલાલ બોલ્યો.

"તમો મ્હારા પિતા થવા લાયક છતાં આવી અઘટીત માંગણી કરતાં શરમાતા નથી!" ઇન્દિરા તડુકી.

"તેમાં શરમ શાની? શું તું નથી જાણતી! ત્હારે માટે તો હું આટલી મોટી રકમ રોકવા તૈયાર થયો છું!"

"જો એમજ હોય તો તમો ત્હમારા રસ્તે અને હું મ્હારે રસ્તે! મ્હને ત્હમારા પૈસાની જરાએ દરકાર નથી. તમો સાધુના સાળામાં સેતાન છો એવી મ્હને જરાપણ ખબર હોત તો હું ત્હમારે પડછાયે પણ ઉભી રહેત નહિ." એમ કહી ઇન્દિરાએ ઉભા થઇ ચાલવા માંડયું. એટલે છોટાલાલ બારણું બંધ કરી આડા ઉભા રહ્યા. તેણીનો હાથ પકડયો અને કહ્યું, "બેસ બેસ મોટી સતી આવી છે. જાણતી ન હોતી કે મોતીની માળા મફત મળતી નથી!" આ સાંભળતાંજ ઇન્દિરા મોતીની માળા ગળામાંથી તોડી કાઢીને તેના પર ફેંકતી બોલી, "ત્હમારા જેવા શરીફ બદમાશોને લીધેજ હિન્દના ઉછરતા ઉદ્યોગો ઉગતાંજ કરમાઇ જાય છે. હવે હું ત્હમારૂં મોઢું એક ક્ષણ પણ જોવા રાજી નથી." એમ કહી ઇન્દિરા બારણા તરફ વળી એટલે છોટાલાલે પાછળથી તેણીનો હાથ પકડયો કે બીજીજ પળે ઇન્દિરાએ વિકાળ વાઘણની માફક છલંગ મારી ટેબલ પર પડેલ છરી ઉગામતાં કહ્યું કે "એક ડગલું પણ નજદીક આવ્યા છો તો આ છરીથી ત્હમારો જાન લઇશ."

છોટાલાલને નજદીક આવતો જોઇ ઇન્દિરા છરી સાથે તેના ઉપર ધસી. તેજ વખતે બાજુના ઓરડામાંથી સર કાન્તિલાલ હાં, હાં, કરતા દોડી આવ્યા અને કહ્યું, "બેટા ઇન્દિરા! ત્હારા પવિત્રપણાની અને ખાનદાનીની મ્હને પરિપૂર્ણ ખાત્રી થઇ છે અને તારાજેવી પુત્ર વધુ મેળવવા હું મગરૂર છું."

છેલ્લા શબ્દો જયન્તિલાલે તે ઓરડામાં દાખલ થતા સાંભળ્યા અને આ બધું ધમસાણ શું છે તે તેના સમજવામાં આવી શકયું નહિ

સર કાન્તિલાલે ખુલાસો કરતાં કહ્યું, "ભાઇ જયન્તિ, આ છોટાલાલ મ્હારા બાળસ્નેહી છે અને ઇન્દિરા-મ્હારી પુત્રવધુની કસોટી કરવા માટે મ્હારી સંમતીથીજ આ તાગડો રચવામાં આવ્યો હતો."

હવે છોટાલાલ હસતા હસતા બોલ્યા, "બ્હેન ઇન્દિરા, ત્હારી કસોટીમાં ત્હને શુદ્ધ નીકળેલી જોઇ હું અંતઃકરણથી ખુશી થયો છું અને ત્હને જે ત્રાસ આપ્યો છે તે બદલ તું મ્હને ક્ષમા કરશે એમ હું આશા રાખું છું; અને આજથી ત્હને મ્હારી પોતાની પુત્રી તરીકે ગણવામાં હું મગરૂરી માનીશ. હવે સુખેથી ત્હારા સસરાને પગે લાગી આશીર્વાદ મેળવ." એટલે બન્ને બાળકો સર કાન્તિલાલ અને છોટાલાલને પગે લાગી આશીર્વાદ મેળવી સર્વ મંડળી "કાન્તિ કેસલ" તરફ રવાના થઇ.

સર કાન્તિલાલ 'પોતાની પુત્રવધુથી એટલા બધા પ્રસન્ન થયા હતા કે તેઓએ પોતાના નવા બંગલાને 'ઇન્દિરા મંદીર' નામ આપ્યું અને નવપરણીત યુગલના નિવાસસ્થાન તરીકે નક્કી કર્યું.

પોતાના નવા આવાસમાં ઠરીઠામ થયા બાદ એક વસંત ૠતુની સુંદર સ્હાંજે પોતાના બંગલાના બગીચામાં હીંચકા પર ઇન્દિરા બેઠી છે. તેને ઝુલણે ઝુલાવતો જયન્તિ પાસે ઉભો છે અને પ્રેમીઓ પ્રેમચેષ્ટામાં એટલાં તો મશગુલ છે કે શાંતિલાલ ત્યાં આવી ઉભો રહ્યો તેની પણ તેઓને ખબર પડી નહિ. આ પ્રેમચેષ્ટામાં ખલેલ પહોંચાડવાનું ઠીક ન લાગવાથી શાંતિલાલ પાછો ફરવાનો વિચાર કરતો હતો એવામાં ઇન્દિરાની નજર તેના પર પડી, અને તેને બોલાવતાં તેણીએ કહ્યું, "કોણ શાંતિલાલભાઇ ? આવો, આવો, ખુશી તો ખરાને ?"

આ પ્રમાણે વાતચીત કરતાં બેઠાં હતાં એટલે જયન્તિલાલે કહ્યું, "ચાલો શાંતિલાલ, ત્હમે ભાઇ બ્હેન વાતચીત કરો એટલે હું પણ પા કલાક કલબમાં જઇ આવું છું."

શાંતિલાલની વાતચીત પરથી જણાયું કે ઇંદિરાનાં લગ્ન બાદ કાશીબાઇ તથા સરલા ગંગાબાઇની સાથેજ રહેતાં હતાં

એટલે શાંતિલાલને તેઓ સાથે વધારે પરિચયમાં આવવાનું બન્યું હતું. તેઓની ખબર અંતર પૂછતાં ઇંદિરાને જણાયું કે સરલા સ્ટુડન્ટોમાં સ્વચ્છન્દી વર્તન ચલાવતી હતી અને નાદાન હોઇ તેણી કોઇની બદમાસીનો ભોગ થઇ પડશે એમ તેને ધાસ્તી લાગતી હતી માટે તેની ઇચ્છા એવી હતી કે ઇંદિરાએ તેણીને શિખામણ આપવી અને એવી નાદાની કરતાં અટકાવવી.

આટલી વાતચીત પરથી ઇંદિરાને લાગ્યું કે શાંતિલાલ સરલાને ચ્હાતો હોવો જોઇએ. અને તેને પૂછતાં તેણે પણ તે વાતનો એકરાર કર્યો. "જો શાંતિલાલ જેવો સદાચારી પતિ સરલાને મળે તો તેણીને નોકરી કરવાની જરૂર રહે નહિ અને તેણીની જીંદગી પણ સુખી નીવડે." એમ ઇંદિરાને લાગતાં તેણીએ બીજે દિવસે તે વાત કાશીમાસીને પૂછી તેણીનો અભિપ્રાય જાણી લેવા ઠરાવ કર્યો. પોતે વળતે દિવસે પોતાની માતાને મળવા આવશે એમ કહ્યું. બાદ શાંતિલાલે રજા લીધી.

બીજે દિવસે સ્હવારે ઇંદિરા પોતાની માતાને મળવા ગઇ. ત્યાં તેણીએ કાશીમાસીનો સરલાનો શાંતિલાલ સાથે સંબંધ કરવા વિષે શું મત છે તે જાણવા માગ્યો. કાશીબાઇ તથા ગંગાબાઇ તથા બંન્નેનો અભિપ્રાય તેની તરફેણમાં જણાયો પણ સરલાનો પણ વિચાર જાણવો જોઇએ એમ ઇન્દિરાને લાગ્યું. સરલા આ વખતે ઇન્દિરાવાળા જુના ઓરડામાંજ બેઠી હતી.

એક બાજુ પર શાંતિલાલનો ફોટો અને બીજી બાજુ પ્યારેલાલનો ફોટો ગોઠવીને મુકયા હતા. શાંતિલાલે આપેલી ભેટો-એક સુંદર વર્ક બોકસ તથા પેન પેન્સીલનો બોકસ પડયાં હતાં. જ્યારે બીજી બાજુ એક તકલાદી ટોઇલેટ કેસ અને સેન્ટની શીશી વિગેરે પડેલાં હતાં. આ બેમાંથી કોણ વધુ પસંદ કરવા જોગ હતો, તેના વિચારમાં સરલા બેઠી હતી અને વચારમાં ને વિચારમાં "This or That?" એમ તેનાથી

બોલી જવાયું. તે વખતેજ ઇન્દિરા તે ઓરડામાં દાખલ થઇ અને પૂછ્યું, "કેમ સરલા! શા વિચારમાં મશગુલ છે?"

સરલા આવકાર આવતાં બોલી, "આવો ઇન્દિરા બ્હેન, ત્હમે તો હવે મ્હોટાં માણુસ થયાં તે અમને શાનાં યાદ કરો!" આ પ્રમાણે થોડીવાર વિનોદ કરવા બાદ ઇન્દિરાએ બંન્ને ફોટાએ તરફ નજર પડતાં કહ્યું, "સરલા, ત્હારી માતાનો વિચાર ત્હારાં લગ્ન કરી નાંખવાનો છે માટે ત્હારો તે બાબત શું મત છે?"

"મ્હને તો કંઇ સમજણુ પડતી નથી. આ શાંતિલાલ તથા પ્યારેલાલ-બંન્ને-મ્હને તો બંન્ને ગમે છે. કોઇક વાર એમ થાય છે કે શાંતિલાલ કેવા શાંત અને સુશીલ છે પણુ ત્હેમનામાં ગંભીરતાજ ઘણી છે. જ્યારે પ્યારેલાલ શોખીન અને આનંદી છે માટે મ્હારે શું કરવું, તે મ્હને સ્હમજાતું નથી. ત્હમે કહો તેમ કરૂં."

"મ્હારૂં કહેવું માનશે? તો પ્યારેલાલનો ખ્યાલ છોડી દે. તેને પરણી તુ સુખી નહિ થાય. શાંતિલાલજ ત્હને સુખી કરશે." આટલું કહી બીજી ત્રીજી વાતો કરી ઇન્દિરા પોતાને ઘેર ગઇ.

ઇન્દિરાના જવા બાદ સરલા પણુ નોકરીએ જવાની તૈયારી કરવા લાગી, તેને જરા ટાપટીપનો શોખ વધારે હતો. એટલામાં શાંતિલાલ નિત્ય નિયમ મુજબ તેણીને તેડવા આવ્યો. શાંતિલાલ જરા ઉતાવળમાં હતો એટલે સરલાને તેડવા તેની મા તેણીના ઓરડામાં ગઇ અને સરલાને જરા ઉતાવળ કરવા કહ્યું. આથી સરલાનો મીજાજ ગયો. અને તેણીએ જવાબ દીધો, "મ્હારે તો હજુ વાર છે. તેને જવું હોય તો ભલે જાય." આ સાંભળી બીચારો શાંતિલાલ નિરાશ થઇને ચાલતો થયો.

શાંતિલાલ દાદર પરથી નીચે ઉતરતો હતો એટલે તેણે પ્યારેલાલને સરલાની બારી સ્હામે રસ્તા પર ઉભો રહેલો જોયો. તેણે સીસોટી વગાડી-એટલે સરલા બારીમાં આવી. પ્યારેલાલે ઇસારાથી સાહેબજી કરતાં સરલા જરા હસી. પ્યારેલાલે ઇસારાથી "ચાલો" એમ કહેતાં "આવું છું?" એમ સરલાએ

જવાબ આપ્યો. આ બીના તેણીની માતાના જોવામાં આવતાં એવા લોફર સાથે પરિચય નહિ રાખવાને સરલાને શીખામણ દીધી. પણ સરલા આજે શીખામણ સાંભળવાના "Mood"માં નહોતી. તેણીને ચટકો લાગ્યો અને ઠસ્સાભેર સ્ટુડીઓ તરફ જવા નીકળી.

ઉપર જણાવેલી ચર્ચા શાંતિલાલના જોવામાં આવી હતી એટલે તેઓની હીલચાલ પર નજર રાખવા માંડી. અને સર્વે સ્ટુડીઓ તરફ ગયાં. સરલાના આવા વર્તનથી શાંતિલાલને જરા ખરાબ લાગ્યું હતું અને સ્ટુડીઓની નોકરી છોડવી ઇંદિરાની મારફત બીજી કાંઇ પ્રવૃત્તિમાં તેણીને નંખાવવાનો તેણે ઠરાવ કીધો.

તે દિવસે શનીવાર હતો. મુંબાઇમાં મહાલક્ષ્મીની "જાત્રા"ની સીઝન ચાલતી હતી અને સ્ટુડીઓના માણસો તેમજ શેઠીઆઓ પણ તેના ભક્ત હોવાથી સ્ટુડીઓનું કામ-કાજ શનીવારે અર્ધો દિવસ લગભગ બંધજ રહેતું.

આથી આજે બપોરે બે વાગ્યાપછી શાંતિલાલ પોતાના ઠરાવ મુજબ ગંગાબાઇને ઘેર ગયો. ત્યાં તપાસ કરતાં જણાયું કે સરલા હજુ ઘેર આવી ન હોતી. પોતે સરલાને અને પ્યારેલાલને પોતાની આગળ સ્ટુડીઓમાંથી નીકળતાં જોયાં હતાં. માટે જરૂર આમાં કાંઇ પ્યારેલાલનું કારસ્થાન હોવું જોઇએ એમ વહેમ પડયો એટલે તેણે કાશીબાઇને કહ્યું, "મ્હને પુરો વહેમ છે કે પ્યારેલાલ સરલાની પાછળ લાગ્યો છે. અને તે બાબત મારૂં કહેવું માનો તો, ત્હમે ઇન્દિરા બ્હેનના કાન પર લાવો અને ઇન્દિરા બ્હેન જો બે શબ્દ પ્યારેલાલને કહેશે તો તે કદાચ માનશે. કારણ કે તે ઇન્દિરા બ્હેનના આભાર નીચે છે. બે વાર તેને નોકરીમાંથી બરતરફ થતો તેણીએ બચાવ્યો છે એટલે ત્હેમનું કહેવું ત્હેનાપર જરૂર અસર કરશે. એટલામાં હું સરલાની તપાસ કરી હમણાં આવું છું."

શાન્તિલાલને જે વહેમ હતો તે ખરોજ હતો. ભોળી અને નાદાન સરલાએ પોતાના મનના અસંતોષની વાત પ્યારે-

લાલને કરી હતી. લુચ્ચા પ્યારેલાલે આ તકનો લાભ લઇ સરલાને ચઢાવી, "ત્હારે ક્યાં કોઇના આસરાની જરૂર છે? તું કમાય છે અને તેઓને ખવડાવે છે. કાંઇ ત્હારૂં કોઇ પુરૂં કરતું નથી. શા માટે ત્હારે એવું દબાણુ સહન કરવું જોઇએ? મ્હારી ઇચ્છા તો એવી છે કે જો તું કબુલ કરે તો આપણે છાનામાના પરણી જઇએ પછી કોઇથી કાંઇ થવાનું નથી. અને બે દિવસ બડબડ કરી સૌ ઠેકાણે આવી જશે."

આ પ્રમાણે સરલાના દીલમાં જે ખળભળાટ થયો હતો તેને વધારે ઉ-તેજન મળ્યું. બપોર પછી પ્યારેલાલે સરલાને પોતાને ત્યાં ચ્હાપીવા આમંત્રણ કર્યું અને ત્યાં નિરાંતે વાત કરવાનું ઠરાવ્યું. આ ઠરાવ મુજબ સરલા પ્યારેલાલને ઘેર ગઇ હતી. તેણીના મનમાં એવું હતું કે તેને ઘેર તેનાં માં બ્હેન વિગેરે હશે. પણ પ્યારેલાલ તો સગામાં જાતે ને જીવે એકલોજ હતો. સરલાને ત્યાં જવા પછી જરા પસ્તાવો થવા લાગ્યો. એટલે તરત ઘેર જવા તૈયાર થઇ. પણ પ્યારેલાલે "આટલી ચ્હા તો પીઓ" એમ કહ્યું એટલે ચ્હા થતાં સુધી બેઠી. ચ્હા પીધા બાદ સરલા જવા ઉઠી એટલે પાન સોપારી ખાવાને તેણીને બેસાડી અને પોતે પાસે આવી બેઠો. સરલાને હવે ભય લાગવા માંડયો અને "અને આ શું કરો છો!" કહી હાથ છોડાવવા લાગી. પણ પ્યારેલાલને હવે ઇશ્કનો નિશો ચઢવા માંડયો હતો. તેણીની નિરાધાર સ્થિતિનો લાભ લેવાનો વિચાર તે નરાધમે કર્યો અને તેણીને બાથમાં લેવા જતો હતો તે વખતે સરલાએ ટેબલપરથી ફ્લાવર વાઝ ઉપાડી પોતાનું રક્ષણુ કરવાનો નિશ્ચય કીધો. આ પ્રમાણે રકઝક ચાલતી હતી અને સરલાની નિરાશા વધતી હતી એટલામાં જાણે ઇશ્વરેજ મોકલ્યો હોય તેમ શાન્તિલાલ મદદે આવી લાગ્યો. તેણે પ્યારેલાલને એકજ આંચકા સાથે જમીન પર પટકયો અને તેની છાતી પર ચઢી બેસી સરલાની માફી મંગાવી ત્યારબાદ સરલાને લઇ તેણીને મકાને જવા ચાલી નીકળ્યો.

આ તરફ કાશીબાઇ સરલાની ગેરહાજરીથી ગભરાઇ અને શાન્તિલાલની સલાહ મુજબ તરત ઇન્દિરાને ઘેર ગઇ. ત્યાં તેણીએ સઘળી હકીકત નિવેદન કરી. ઇન્દિરાને પણ લાગ્યું કે મામલો ગંભીર હતો. અને સરલાને આ પ્રકારની જીંદગીમાં નાંખવા માટેની નૈતિક જવાબદારી પોતાની છે એમ તેણી માનતી હોવાથી તેણીના બચાવ માટે તરત તૈયાર થઇ, અને કાશીબાઇને ધીરજ આપી ઘેર મોકલી.

તરતજ તેણીએ પોતાની મોટર મંગાવી અને સ્ટુડીઓ તરફ હંકાવી. ત્યાં તપાસ કરતાં સઘળાં માણસો એક વાગ્યે ઘેર ગયાં હતાં એમ ખબર મળી. આ પરથી તેણીએ પ્યારેલાલ કયાં રહે છે તેની તપાસ કરવા માંડી. આખરે કેટલીક વારે લેબોરેટરીમાં કામ કરતા એક માણસે તેના ઘરનો પત્તો આપ્યો, એટલે તેને સાથે લઇ ઇન્દિરા પ્યારેલાલનાં ઘર તરફ મોટર હંકાવી ગઇ.

ઇન્દિરાની મોટર પ્યારેલાલના ઘર આગળ આવી તે પહેલાં પાંચ દસ મીનીટ આગળજ શાંતિલાલ સરલાને છોડાવી લઇ ગયો હતો. અને પ્યારેલાલ પોતાને પડેલા મારની અસરથી પડી રહેલો હતો. એવામાં સ્ટુડીઓનો માણસ તેના ઓરડામાં દાખલ થયો અને નીચે ઇન્દિરા બાઇ મોટરમાં તેમને મલવા બોલાવે છે એમ ખબર આપી.

ઇન્દિરા આજે પોતાને મળવા કેમ આવી હશે તેનો પ્યારેલાલ વિચાર કરવા લાગ્યો, “ જરૂર તેને મ્હારૂં કાંઇ કામ હશે કે પછી આટલે વખતે તેણીને મારા પર પ્યાર ઉત્પન્ન થયો હોવો જોઇએ.” આવા વિચારથી મલકાતો પ્યારેલાલ ઉઠયો અને મોઢું ધોઇ પટીયાં પાડી કપડાં બદલી નીચે આવ્યો ત્યાં એક ભભકાદાર મોટરમાં ઇન્દિરાને સાદાં પણ સુંદર પોષાકમાં સજ્જ થઇ બેઠેલી જોઇ. શિષ્ટાચાર પ્રમાણે સાહેબ સલામ થવા બાદ પ્યારેલાલે, “ બોલો શી ફરમાસ છે ? ” એમ પૂછતાં ઇન્દિરાએ કહ્યું, “ જુઓ પ્યારેલાલ ! મ્હારે ત્હમારી પાસે એક વચન જોઇએ છે, અને આપેલું વચન પાળવાના હો તોજ વચન આપજો નહિ તો નાટકીયા વચન મ્હારે જોઇતું નથી ”

આ શબ્દો સાંભળી પ્યારેલાલને તો એમજ થયું કે ઇન્દિરા જરૂર પોતાના પર આશક પડી છે. અને પ્રેમનો કોલ માગી રહી છે. એટલે તેણે નાટકી ઢબથી કહ્યું, "તમારે ખાતર ન કરૂં તેવું આ દુનીયામાં શું છે? લ્યો આ વચન" એમ કહી તેણે વચન આપ્યું એટલે ઇન્દિરાએ કહ્યું, "સરલાને તમે આજે બપોર પછી જોઇ છે? અને તે કયાં છે?" "તે હમણાંજ ઘેર ગઇ." પછી પ્યારેલાલે ઉમેર્યું. "કેમ ત્હમને તેની ફીકર થવા માંડી. મ્હારે તો તેની સાથે કાંઇ નીસ્બત નથી" આ પરથી ઇન્દિરાએ કહ્યું, "જો એમજ છે તો હવેથી તેણીનું નામ નહિ લેવાનું વચન આપો. મ્હારે ખાતર એટલું નહિં કરો?" "ત્હમારે ખાતર હું ત્હમે કહેશો તે કરીશ" પ્યારેલાલે અદાથી કહ્યું. અને ત્યારબાદ ઇન્દિરા ત્યાંથી ઘેર ગઇ.

અહીંયા જણાવવું જોઇએ કે પ્યારેલાલનું ઘર મુંબાઇના એક ધોરી રસ્તાની બાજુની ગલીમાં આવેલું હતું. અને તેને નાકે એક બીજો રસ્તો પસાર થતો હોવાથી સ્હાંજને વખતે મોટરોની ધમાલ રહેતી. આ Cross Road આગળજ ઇન્દિરાની મોટર ઉભી હતી અને સામી બાજુથી એક મોટરમાં ઇન્દિરાની નણંદ કેસર ગૌરી આવતી હતી. બીજી બાજુની ગાડીઓ પસાર થવા દેવા સિપાઇએ કેસરગૌરીની મોટર અટકાવી. એટલે કુદરતી રીતે કેસરગૌરીની નજર સામે ઉભેલી પોતાના ભાઇની મોટર પર પડી. તેણીએ જોયું તો પોતાની ભાભી એક નાટકીયા જેવા દેખાવના પુરૂષ સાથે વાત કરી રહી છે અને વળી તે માણસ તેણીના હાથમાં તાળી આપે છે. આ જોતાંજ કેસરગૌરીને લાગ્યું કે પોતાના ભાઇએ એક એકટ્રેસ સાથે લગ્ન કરવામાં ભારે ભૂલ કરી છે અને તેણીની આ વર્તણુકની ખબર પોતાના ભાઇને આપવી જોઇએ. એમ વિચાર કરી તેણીએ ગાડી "ઇન્દિરા મંદીર" તરફ લેવડાવી.

ત્યાં જયન્તિલાલ બહાર જવાની તૈયારી કરી રહેલો તેણીના જોવામાં આવ્યો. આજે બ્હેનને મળવા આવેલી જોઇ જયન્તિલાલને પણ ઠીક લાગ્યું. સાધારણ વાતચીત પછી

કેસરે કહ્યું, " ભાઈ ત્હમે વડીલોનું કહેવું માન્યું નહિ તો ત્હમારે પસ્તાવાનું ન થાય માટે ત્હમને સવેળાની ચેતવણી આપવા આવી છું. ભાભી સાહેબને હજુ પોતાના સામાજીક દરજ્જાનું ભાન હોય તેમ જણાતું નથી. તેમજ પોતાના આગલા સાથીઓ સાથે હવે પરિચય રાખવાનું શોભે નહિ એમ જરા તેમને સમજાવવાની જરૂર છે નહિ તો કોઈ દહાડો આબરૂના કાંકરા થવાનો વખત આવશે." તેણી શું કહેવા માંગે છે એમ પૂછવામાં આવતાં તેણીએ પોતે નજરે જોયેલી સઘળી બીના મરીમસાલો ભેળવી કહી સંભળાવી.

પહેલાં તો જયન્તિલાલને આમાં કશું સમજાયું નહિ. પણ જ્યારે તાળી આપવા સુધીની વાત સંભળાવી ત્યારે તેણે તે બાબત તપાસ કરવા નિશ્ચય કર્યો. કેસરગૌરીના જવાબાદ થોડીવારે ઇન્દિરા ઘેર આવી અને જયંતીલાલને બ્હાર જવા તૈયાર થયેલો જોઇ તેણી તેને અટકાવતાં બોલી, " હું હમણાંજ બહારથી આવું છું અને ત્હમે બહાર જવા માગો છો એ કેવી વાત ! ત્હમારે જવું હોય તો જમીને જજો." એમ કહી તેના હાથમાંથી લાકડી લઇ લીધી અને હાથ પકડીને ઘરમાં લઇ ગઇ.

ત્યારબાદ કુતુહલની ખાતર જયંતીલાલે તેણીને પૂછ્યું. " ઇન્દુ ડીયર, તું અત્યારે ક્યાં ગઇ હતી ?" ઇન્દિરાએ પોતાની બ્હેન જેવી સરલા આવી ઉછાંછળી અને નાફાન છે એવું તે પોતાના પતિને પણ જાણવા દેવા રાજી ન હોતી. તેથી તે વાત ઉડાવવાના હેતુથીજ કહ્યું, " એ તો સ્હેજ ' શોપીંગ ' કરવા કોટમાં ગઇ હતી. પણ ત્હમે કયાં જવાના હતા ? કલબમાં જવાના હશો !" " હવે આ ત્હમારી કલબમાં બેઠા-બોલો પછી છે કાંઇ !" એમ કહી તેણે કપડાં ઉતારી નાંખ્યાં.

રાતનાં ભોજન કીધા બાદ જયન્તિલાલે કલબમાં જવા કપડાં પહેર્યાં. એટલે ઇન્દિરાએ સહેજ પૂછ્યું, "પાછા કયારે આવશો ?" " કાંઇ કહેવાય નહિ. પણ બનશે તો જલદીજ આવીશ." એમ કહી જયંતિલાલ બહાર જવા નિકળ્યો.

બંગલાના બગીચામાંથી બહાર નીકળતાં કોઈ માણસ પોતાના બંગલા તરફ આવતો દીઠો. તેનો ચહેરો તેને કાંઈ પરિચિત છે એમ જયંતિલાલને લાગ્યું. તેના જવા બાદ પ્યારેલાલ લપાતો છૂપાતો બંગલાના કંપાઉન્ડમાં દાખલ થયો અને ધીમે ધીમે બંગલામાં પ્રવેશ કર્યો.

ઇન્દિરા પતિના જવા બાદ એક નવલકથા વાંચતી એક આરામ ખુરશી ઉપર પડી હતી. તેણીને કાને કોઇના પગલાંનો અવાજ સંભળાતાં તેણી ચમકીને બેઠી થઇ અને જોયું તો પ્યારેલાલને ત્યાં ઉભેલો દીઠો.

અત્યારે પ્યારેલાલને આવેલો જોઇ ઇન્દિરા તાજુબ થઈ. પ્યારેલાલે પણ ટાપટીપ કરવામાં કાંઈ કચાશ રાખી નહોતી. ઇન્દિરાની સાથે Love Scene કેમ ભજવવો તેની તેણે બરાબર રીહર્સલ ઘેર કરી રાખી હતી. પણ કોણ જાણે કેમ "ઇન્દિરા મંદિરમાં" આવતાંજ તે બધું વીસરાઈ ગયું હતું. તેણે ઇન્દિરાને સાહેબજી કરી "કેમ છો" એટલુંજ પૂછી શકયો. "કેમ અત્યારે આવવું થયું ! જો પાંચજ મિનીટ વહેલા આવ્યા હોત તો મ્હારા સ્વામિની પણ મુલાકાત થતે" ઇન્દિરાએ કહ્યું. "જયંતિલાલ શેઠ બહાર ગયા ત્યાં સુધી હું બહારજ થોભ્યો હતો. હવે કલાક બે કલાક સુધી નિરાંત છે ને ?"

ઇન્દિરા આ બોલવાનો અર્થ સમજી શકી નહિ. તેણીએ કાંઇક આશ્ચર્યથી પૂછયું, "કેમ ?"

"કેમ શું વળી ? સરલાને છોડી દેવાનું મેં વચન આપ્યું તે કોને ખાતર ? હવે મને મારો બદલો મળશે ને !"

ઇન્દિરાને હવે તેના બોલવાનો અર્થ સમજાયો. શું પ્યારેલાલ તેણીને પોતાના જેવી અધમ સમજતો હતો ? હવે ઇન્દિરાનો મીજાજ ગયો. તેણે પ્યારેલાલને તરતજ ચાલી જવા ફરમાવ્યું. પણ પ્યારેલાલે અત્યારે નીશો પણ કર્યો હતો અને તેને પુરૂં ભાન પણ ન હોતું. તે હવે ઇન્દિરા તરફ પ્યારની એકટીંગ કરતો ધસ્યો. પણ ઇન્દિરાને તેણે હજી ઓળખી નહોતી. તેણીએ ખૂણામાંથી પોતાનો હંટર મજબુત

હાથે પકડયો અને ફડાફડ પાંચ સાત ઝપાટા ચોઢી કાઢયા. શરમથી પ્યારેલાલથી બુમ પણ પડાઈ નહિ અને બાઇલાની માફક માફી માગતો કરગરતો ત્યાંથી જીવતો જવા દેવા કાલાવાલા કરવા માંડયો. એટલે ઇન્દિરાએ તેને જવા દીધો અને તેનું કાળું મુખ કદી પણ નહિ બતાવવાની ચેતવણી આપી.

* * *

પણ પાપી પ્યારેલાલ હવે પુરો નાસીપાસ થયો હતો. તે હીચકારો હતો. પોતાને પડેલા હંટરના મારની વાત બહાર જાયજ નહિ તેટલા માટે ઇન્દિરા પર વેર લેવાનો વિચાર કરવા લાગ્યો. "ઠીક છે મ્હારી સીનેમાની સુંદરી! આ પ્યારેલાલ પત્થરનેઃ જવાબ પત્થરથીજ આપશે" એવામાં ઇન્દિરાના શયન ગૃહની બારી ઉઘાડી જોતાં તેને પોતે ફીલમમાં ભજૂવેલા એક પાર્ટની યાદ થઇ અને તેનો ઉપયોગ પોતાની હીચકારી યુક્તિમાં તેણે કરવાનો ઠરાવ કીધો. શું કરવું તે તેણે મનમાં તરતજ નક્કી કરી નાંખ્યું અને નિરાંતે તે જયંતિલાલના પાછા ફરવાની રાહ જોતો એક ઝાડની ઓથમાં છૂપાઇને બેઠો.

આ તરફ જયંતિલાલે શોફરને બાઇ કયાં ગયાં હતાં તે પૂછતાં તેણી ગામદેવી તરફ ગયાં હોવાનું જણાવ્યું. આ જરા વિચિત્ર લાગ્યું. કેમકે ઇંદિરાએ તો તેને કોટમાં જવાનું કહ્યું હતું. હશે કાંઇ સમજફેર થઇ હશે એમ વિચારી તે વાત પડતી મૂકી, અને તરત વેળા તો ભુલાઈ પણ ગઇ.

રાત્રીના લગભગ દશ વાગ્યાને સુમારે જયંતિલાલ કલબમાંથી પાછો ફર્યો. તેની રાહ જોઇને છૂપાઇ બેઠેલો પ્યારેલાલ તેની મોટરનો અવાજ સાંભળતાંજ છલંગ મારી બેઠો થયો અને બારી વાટે ઇન્દિરાના શયનગૃહમાં દાખલ થયો અને બારણાં અંદરથી બંધ કરી જાણે નોતરેલો મહેમાન હોય તેમ લહેરથી તે કપડાં ઉતારીને ઇન્દિરાના પલંગ પર જઇને સુતો. ઇંદિરા તેને ચોર સમજીને બુમ મારવા જતી હતી પણ તેનું મોઢું જોઇ અટકી. તેની આ વર્તણુંકથી એકવાર તો સ્તંભી ગઇ, પણ હીમ્મત એકઠી કરી તેને સવાલ પૂછયો, "પ્યારેલાલ! આ ત્હમારી કઇ જાતની વર્તણુંક?"

"કેમ! ત્હમે મ્હારી પીઠ પર હંટર વાપર્યો-મ્હારો બરડો ચીરી નાખ્યો કેમ? ઠીક છે-હવે હું ત્હારૂં અંતર ચીરી નાખીશ ત્હારો આત્મા વિંધી નાંખીશ."

ઇન્દિરા આ શયતાનની નફ્ટાઇથી આભીજ બની ગઇ. આજ વખતે દાદર પર જયંતીલાલનાં પગલાં સંભળાવા લાગ્યાં. એટલે પ્યારેલાલે પોતાનો પાર્ટ ભજવવાનો શરૂ કર્યો, "તું તો કહેતી હતી ને કે આજે તો ત્હારો વર મોડો આવનાર છે. હવે શું કરૂં?" એમ બોલી જાણે ગભરાતો હોય તેવો ઢોંગ કરવા લાગ્યો.

બીજીજ પળે જયંતિલાલે બારણું ખખડાવ્યું અને આવા સંજોગથી બે બ્હાકળી બનેલી ઇન્દિરાએ બારણું ઉઘાડયું. જયંતિલાલે શયનગૃહમાં પ્રવેશ કરતાં તેની નજર આગળ જે દેખાવ પડયો તે જોઇ. તેની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. અનેક વિચારો તેના મગજમાંથી પસાર થઇ ગયા. આ માણસનેજ તેણે કલબમાં જતાં પોતાના બંગલા તરફ આવતો જોયો હતો. એનેજ ઇન્દિરા તે દિવસે મળવા ગઇ હતી. અને તે વાત તેનાથી ઇરાદાપૂર્વક છુપાવી હતી-એ આવવાનો હતો માટેજ તેણીએ મ્હને સાંજના કલબમાં જતો અટકાવી રાતના જવા કહેલું. અને હું મોડો આવીશ એમ ધારીનેજ પોતાના પાપી પ્યારની મોજ ભોગવતી હતી! ખરેખર માત પિતાનું કહેવુ નહિ માનતાં એક સાધારણ એકટ્રેસ સાથે લગ્ન કરવામાં ભૂલ ખાધી હતી, એમ તેને સ્પષ્ટ સમજાવા લાગ્યું. તેનું મસ્તક હવે ફરવા લાગ્યું. અને ગુસ્સાના આવેશમાં તે કદાચ કાંઇ નવું જુનું કરી બેસશે એમ તેને લાગવાથી પોતે શાંત થવા યત્ન કરવા માંડયો.

પણ પ્યારેલાલનો દેખાવ-તેની ત્યાં હાજરી તેને ઉશ્કેરી મૂકવાને બસ હતી. તેથી તેને ગળચીમાંથી પકડી એવી તો પીઠ પર લાત મારી કે તે ગમડતો ગબડતો દાદર પરથી નીચે જઇ પડયો.

તેને પતાવ્યા બાદ જયંતીલાલ ઇન્દિરા તરફ ફર્યો. તેણે શાંત થવા પ્રયત્ન કર્યો અને બોલ્યો, "ઇન્દિરા-શું માનવ-

જાતી પર વિશ્વાસ ન રાખવાનું શીખવવા તું મ્હારી જીંદગીમાં આવી છે? જો ત્હને ત્હારી સ્વતંત્રતાજ ગમતી હતી તો તું લગ્નની બેડીમાં જકડાઇ શાને માટે? શું ત્હને અંદરખાનેથી ખરેખર પૈસાનોજ મોહ હતો?"

ઇન્દિરાથી જયંતીનું આ કારમું ભાષણ વધુવાર સાંભળી શકાયું નહિ અને તે વચમાં પોકારી ઉઠી:

"મ્હારા જયન્ત! આ પાપીનો પ્રપંચ ત્હમે પામી શકતા નથી?"

"પ્રપંચ-શાનો પ્રપંચ? આના કરતાં વધારે પુરાવાની જરૂર હોઇ શકે ખરી?" જયંતિલાલ જરા ઉશ્કેરાઇને બોલ્યો. "બસ-બસ હવે વધારે સંભાષણની જરૂર નથી. હવે ત્હને ગમે ત્યાં જવાને છૂટ છે."

આટલું કહી જયન્તિલાલ ઇન્દિરા તરફ નજર પણ નાખ્યા વિના પોતાના ઓરડા તરફ ચાલ્યો ગયો. બિચારી અભાગી ઇંદિરા! પોતાના પલંગ ઉપર માથું ઢાળી ધ્રુસકે ધ્રુસકે રડવા લાગી. આ પ્રમાણે થોડો વખત હૃદયનો ઉભરો કાઢયા બાદ ઇન્દિરા જરા સ્વસ્થ થઇ. પોતાના પર આવેલાં આ ભયંકર આળમાંથી કેવી રીતે મુકત થવાય તેનો વિચાર કરવા લાગી. પોતાના પર આવેલાં આળને જો તે દૂર કરવા શક્તિમાન ન થાય તો પોતાની જાત-તથા કેળવણી અને પોતાના ઉદ્યોગને પણ શરમાવા જેવું થાય. આથી તેણીએ પોતાની સઘળી હીંમત અને ધીરજ એકઠી કરી તે બાબતનો વિચાર ચલાવવા મંડી, અને થોડી વારમાં નિદ્રાધીન થઇ.

બીજી સ્હવારે જયંત ઉઠતાંની સાથેજ ચાલ્યો ગયો હતો. ઇન્દિરાએ તેને માટે ટેલીફોન કરી "કાન્તિ કેસલ" માં તપાસ કરાવી. ત્યાંથી પણ સંતોષકારક જવાબ મળ્યો નહિ. આથી તેણીની સ્વમાનની લાગણી દુઃખાઇ અને તેણી પોતાની માતાને મળવા અને તેણીની સલાહ લેવા ગઇ.

ઇન્દિરાએ પોતાના પર આવી પડેલી આફતની વાત વિસ્તારથી કહી સંભળાવી અને એક પાપીના પ્રપંચથી તે

INDIRA



Imperial Special Production.

કેવી રીતે સંજોગનો ભોગ થઇ પડી હતી તે બધું સમજાવ્યું. આખરે સર્વાનુમતે એમ ઠર્યું કે સુંદરલાલ સોલીસીટર તેમના સગા તેમજ સ્નેહી હોવાથી આ બાબતમાં તેમને ધણી ધણીયાણી વચ્ચે સમજુતી કરાવવા વચ્ચે નાંખવા. આ માટે ઇન્દિરાએ સુંદરલાલને તેને ઘેર તેજ દિવસે મળવા જવું.

તે મુજબ બીજે દીવસે સવારે ઇન્દિરા સુંદરલાલને ઘેર ગઇ. તે ધણી ધણીયાણી વચ્ચે થયલી ખટપટ જોઇ કેસર ગવરીએ મોઢું મરડયું. આથી ઇન્દિરાને ખોટું તો ઘણું લાગ્યું પણ ગમ ખાઇ ગઇ અને સુંદરલાલના ઓફીસ રૂમમાં ગઇ.

તેણીના આવવાની ખબર નોકરે સુંદરલાલને આપતાં સુંદરલાલની મહત્તામાં એકદમ વધારો થઇ ગયો હોય એમ તેમને લાગ્યું. જરૂર તેણી ભરણ પોષણના દાવા સંબંધી વાતચીત કરવા આવી હશે એમ ધારી સુન્દરલાલ પોતાની 'પોઝીશન' થી મેલકાતા રૂઆબમાં તેણીને મળવા ઓફીસ રૂમમાં આવ્યા.

ઇન્દિરાનો ઉતરી ગયેલો ચહેરો જોવાની પણ સુંદરલાલને દરકાર કે પુરસદ ન હોતી. તેમણે આવતાં સાથેજ તદન 'ઓફીસીયલ' ઢબમાં વાત કરવા માંડી, "બોલો–શી ફરમાસ છે ?"

ઇન્દિરાએ આવા લુખ્ખા આવકારની આશા રાખી ન હોતી. પણ એકવાર ત્યાં આવ્યા પછી એમને એમ પાછાં જવું એ પણ તેણીને ઠીક લાગ્યું નહિ. એટલે તેણીએ વાત કહેવા માંડી, "મ્હારા પર જે આફત આવી પડી છે તે તો ત્હમે જાણ્યું હશે હુ તે બાબત વાત કરવા આવી છું."

"એ તો હું જાણતોજ હતો કે ત્હમે સોલીસીટરનું ઘર તરતજ ગણવા માંડશો–વારૂ, બોલો ત્હમારી શું માગણી છે !" સોલીસીટર સાહેબ ઉચર્યા.

"મ્હારૂં કહેવાનું ત્હમે સમજ્યા નહિ સુંદરલાલભાઇ, મ્હારા પર જે આળ મુકવામાં આવ્યું છે તેમાં હું તદન નિર્દોષ છું–એક પાપીની પ્રપંચ જાળમાં ફસી પડી છું. માત્ર સંજોગનો ભોગ થઇ પડી છું." ઇન્દિરા સજળ નેત્રે બોલી.

"ચાલો-એ બધું હવે માંડીવાળોને. ત્હમારા ધણીએ બધુંજ નજરો નજર જોયું. એટલે પછી સાબીતી પૂરાવાનો સવાલજ ક્યાં છે." સોલીસીટરે કાયદાનું જ્ઞાન દર્શાવ્યું.

"પણ મ્હારા પર વેર લેવાનો આ તાગડો રચાયો હતો," ઇન્દિરા બોલી.

"દુનીઆની કોઇ પણ અદાલત આ વાત માન્ય રાખે નહિ એ વાત તો ચોક્કસ. માટે એ બધું માંડીવાળો અને મુદ્દાની વાત પર આવો" સોલીસીટર બોલ્યા.

"જો એમજ ત્હમે માનતા હો તો મ્હારે ત્હમારી સાથે વાતજ નથી કરવી. હું ત્હમારી પાસે સ્નેહી-સંબંધી તરીકે આવી હતી-નહિ કે કાયદાશાસ્ત્રી તરીકે." એમ કહી તરછોડાયલી-હીણાયલી--દુઃખી થયેલી ઇન્દિરા સોલીસીટરના ઘરમાંથી ચાલી નીકળી.

ગરીબ બીચારી ઇન્દિરા! એક નિર્દોષ સાધવી અબળા પર આવો ગંભીર આક્ષેપ! એનાં કરતાં આ દુનીઆમાં વધારે દુઃખકર બીજું શું હોઇ શકે!

નિરાશ થયેલી ઇન્દિરા પોતાની માતાને ઘેર પાછી ફરી અને પોતાને જે આવકાર સુંદરલાલને ત્યાં મળ્યો હતો તે કહી સંભળાવતાં તેણીની આંખમાંથી આંસુ રારી પડ્યાં. તેણીની માતાએ તેણીને ધીરજ આપતાં કહ્યું, "સંકટ સમયે સાંકળ ખેંચવાની ત્હારી હંમેશની માનીતી કહેવતને અમલમાં મૂકવાનો આ પ્રસંગ ત્હને પ્રાપ્ત થયો છે માટે ત્હારી કેળવણીનો સદ્ઉપયોગ કર અને નીરાશ નહિ થતાં "સત્યનોજ સદા જય છે" એ વાત ધ્યાનમાં રાખી ત્હારી નિર્દોષતા સાબીત કરવાને તૈયાર થા."

માતાની આ શીખામણથી ઇન્દિરા જરા સાવધ થઇ અને તેણીએ પોતાની નિર્દોષતા સિધ્ધ કરવા માટે પોતાના નાટકી અનુભવની મદદ લેવા ઠરાવ કર્યો. તેણીએ હવે શાંતિલાલને બોલાવી તેની સલાહ લીધી. બંને ભાઇ બ્હેન થોડો વખત

વાત ચીતમાં મશગુલ રહેવા બાદ શાંતિલાલ જવા ઉઠયો. તે વખતે તેણે કહ્યું:—

"ઇન્દિરા બ્હેન! ત્હમારો Idea ઘણોજ સરસ છે અને ખુદ કુદરત પણ તમારી તરફેણમાં છે. જુઓ, આજેજ પુર્ણિમા છે. એટલે આજને આજ તમારી યુકિત અમલમાં મુકવાનો સુયોગ પ્રાપ્ત થાય છે!"

"હા, પણ ત્હમારી મદદ વિના હું શું કરી શકું! ત્હમે મદદ કરશો કે ની?" ઇન્દિરાએ જરા મજાકમાં કહ્યું "ત્હમારે ખાતર જરૂર પડે તો આ જાન આપવાને પણ મ્હને હરકત નથી." શાંતિલાલે પણ તેવીજ અદાથી જવાબ વાળ્યો. આ પછી કેટલીક વાતચીત બાદ શાંતિલાલે રજા લીધી.

* * *

આજે પૂર્ણિમા હોવાથી સર કાન્તિલાલના "કાન્તિકેસ-લ"માં હંમેશના નિયમ મુજબ શ્રી સત્ય નારાયણની કથાની તૈયારી ચાલી રહી છે. મોટા ઘરમાંના સામાન્ય નિયમ મુજબ કથા સાંભળવામાં માત્ર ઘરના ગરીબ પણ ભાવિક નોકર સિવાય ભાગ્યેજ બીજું કોઇ આવતું. લેડી લીલાવતિ સુધારાના હીમાયતી છતાં ભાવિક હતાં. અને તેમની ઇચ્છાથીજ પ્રતિમાસે શ્રી સત્ય નારાયણનું પૂજન થતું હતું. આ પૂજન માટે આપ્ત મંડળને નિમંત્રણ થતું અને તે દિવસે કેસરગૌરી તથા તેણીનો પતિ પણ ત્યાંજ જમતાં. બનતાં સુધી સુંદરલાલ "શિરાને સમયેજ" કથા શ્રવણ કરવા આવતા, પણ આજ તો પોતાને થોડી બડાઇની વાતો કરવાની હોવાથી હંમેશ કરતાં જલદી આવ્યા હતા, અને દિવાનખાનામાં દાખલ થતાંજ તેમણે પોતાનાં પરાક્રમની વાત કરવા માંડી. "આજે પેલી મ્હને મળવા આવી હતી. પણ મ્હારી આગળ તેની ચાલાકી થોડીજ ચાલવાની હતી."

સુંદરલાલની વાત સાંભળી લેડી લીલાવતિ તથા કેસરને પણ કાંઇક રસ પડયો હતો. લેડી લીલાવતિએ પૂછ્યું, "પછી તેણીએ શું કહ્યું?"

"અરે એ તો લાંબી ચોડી વાત કરવા બેઠી. પણ એની એકટ્રેસથી કાંઇ હું અંજાઇ જવાનો હતો. મેં તો સાફ પૂછી દીધું કે ત્હમારે હવે ભરણ પોષણ માટે શું જોઇએ છે?"

"હં-પછી?"

"અરે પછી એ તો જાણે અપમાન લાગ્યું હોય તેવો ઢોંગ કરી ચાલતી થઇ. પણ જવાની ક્યાં છે? એ તો પાછી એની મેળે આવશે. એમ કરવાની તો એને આદતજ છે-તે જયંતી જેવો નાદાન ન સમજે-પણ અમે તો એની રગેરગ જાણીએ!"

આ વાતચીત ચાલતી હતી એટલામાં આરતીની તૈયારી થઇ. અને સઘળાં પ્રસાદી લેવા ગયાં. થોડીવાર પછી ભોજનની તૈયારી થઇ અને સુંદરલાલ પુરૂષ વર્ગ સાથે જમીને ઉઠયો એટલે નોકરે આવી ખબર આપી કે આપનો ટેલીફોન આવ્યો છે અને આપના ભાગીદાર કાંઇ અગત્યના કામસર આપની હમણાંને હમણાં મુલાકાત ચાહે છે, અને તેથી આપને બંગલે આપની રાહ જુવે છે."

સુંદરલાલની મહત્તામાં વધારો કરનાર આ સંદેશો સાંભળી તેની ધરપચનો પાર રહ્યો નહિ. તેમણે તરતજ પાઘડી લુગડાં પહેરી લીધાં અને પોતાની પત્નિને સંબોધીને કહ્યું, "કેસર, સોરાબજી મ્હારે માટે ઘેર ખોટી થાય છે માટે હું જાઉં છું. ત્હમે જમીને આવો-અને સાથે જયંતિલાલને પણ લેતાં આવજો. કેમકે મ્હારે તેનું જરા અગત્યનું કામ છે" આ પ્રમાણે બંદોબસ્ત કરી સુંદરલાલ ઘેર જવા ચાલી નિકળ્યા. આ તરફ "કેસર ભુવન"માં આપણે જરા નજર કરીએ. ત્યાં ઇન્દિરા તથા શાંતિલાલ સરલા સાથે કાંઇ ધુસપુસ કરી રહ્યા છે. તેમની વાતચીત સાંભળતાં જણાય છે કે અગાઉની ગોઠવણ પ્રમાણે શાંતિલાલે સઘળા નોકરોને મોટા શેઠને બંગલે જમવાનું કહીને મોકલી દીધા હતા. માટે તે બાબત ફીકર કરવા જેવું નહોતું. માત્ર ભૈયો અહીં છે તેને હું મ્હારી સાથે રાખી લઇશ. શાંતિલાલે સમજાવ્યું. ઇન્દિરા તેને ગોઠવણ મુજબ વખતસર ચેતવણી આપવાની યાદ આપી

સરલાને લઇને અંદર ચાલી ગઇ. ત્યારબાદ શાંતિલાલ લૈયા સાથે વાત કરતો કંપાઉન્ડના દરવાજા તરફ ચાલતો થયો.

થોડીવારમાંજ સુંદરલાલ આવી પહોંચ્યા અને કંપાઉન્ડમાં ટેક્સી ઉભેલી જોઇ પોતાના ભાગીદારને મળવા ઉતાવળમાં અંદરના ભાગમાં ગયા. ઓફીસ રૂમમાં કોઇને નહિ જોવાથી તે વિચારમાં પડી ગયા. કદાચ ખાનગી પ્રકારનું કામ હોવાથી ઉપરના રૂમમાં બેઠા હશે એમ ધારી માળ પર ગયા. ત્યાં પોતાના શયનગૃહમાંથી કાંઇ ખડખડાટ સંભળાતાં સોલીસીટર સાહેબ તે ઓરડા તરફ ગયા અને થોડી વાર થોભી અંદર ગયા. તેની અજાયબી વચ્ચે તરતજ તે ઓરડાનું બારણું બંધ થયું અને બીજીજ પળે સુંદરલાલે પોતાની સામે ઇંદિરાને ઉભેલી જોઇ.

સુંદરલાલે પોતાના સુવાના ઓરડામાંજ-રાતને વખતે ઇન્દિરાને જોવાની સ્વપ્ને પણ વકી રાખી નહોતી. તેણીને આવે વખતે પોતાના ઘરમાં એકલી જોઇને તેનો મિજાજ હાથમાં રહ્યો નહિ. તેમણે શેરૂમાંજ કહ્યું.. આનો અર્થ શું ? ત્હમે અત્યારે મ્હારા ઘરમાં ?"

ઇન્દિરા જાણે કશામાંજ હોય નહિ એવા ડાળથી ઠંડે પેટે જવાબ આપ્યો,." એક તો ત્હમે .મ્હારા નણદોઇ અને મ્હારા પતિના સ્નેહી અને ખાસ મિત્ર-એટલે ત્હમારે ત્યાં મ્હારે ગમે તે વખતે આવવાને પણ અડચણ શું હોય ? પણ હું તો ત્હમારાં આમંત્રણને માન આપી આવી છું. અને ત્હમે મ્હારો આવોજ સત્કાર કરો છો કે ?"

" મ્હારાં આમંત્રણથી આવ્યાં છો ? એ વળી શું ધતીંગ છે ?" સુંદરલાલે આશ્ચર્યથી જવાબ આપ્યો.

"કેમ-એટલી વારમાંજ ભૂલી ગયા ?-શિરાની અસર-આજે સવારે ત્હમે વાત કરવાના " મુડ" માં ન હોતા અને ત્હમે મ્હને રાતના આવવા કહેલું તેથીજ હું અત્યારે આવી છું-"

" મેં તમને અહીં આવવા કહ્યુંજ નથી-અને તમારે આ પ્રમાણે એક ગૃહસ્થના ઘરમાં-આવવામાં મોટી ભૂલ કરી

છે-ત્હમારાં વર્તનથી ત્હમે ત્હમારા શ્વસુર પક્ષની આબરૂ પર તો પાણી ફેરવ્યું-હવે અમારી આબરૂ પર પાણી ફેરવવા માંગો છો શું ?"

"ત્હમારી ભૂલ થાય છે-સોલીસીટર સાહેબ ! હું તો માત્ર મ્હારી કર્મકથા કહેવા આવી છું. અત્યારે ત્હમે નિરાંતે સાંભળી શકશો."

"બસ બસ એ બધી ચાલાકી છોડી દો. ત્હમારી નાટકી એક્ટીંગથી હું ભોળવાઇ જાઉં એવો નથી." સોલીસીટર સાહેબ તડુક્યા.

આ તરફ આ પ્રમાણે ભાંજગડ ચાલી રહી છે, ત્યાં "કાન્તિકેસલ" માંથી કેસર જયંતિલાલને સાથે લઇ પોતાને ઘેર આવવા નીકળી. કેસરની મોટર આવતી શાંતિલાલે જોઇ એટલે પોતાની ગોઠવણ મુજબ સાંસોટી મારી તેણીના આવવાની ઇન્દિરાને ચેતવણી આપી. ઇન્દિરા પણ એનીજ રાહ જોતી હતી અને નકામા ટાઢ્ઢાં કરી વખત કાઢતી હતી. શાન્તિલાલની સાંસોટી સાંભળતાંજ તેણીએ પોતાનો "પાર્ટ" ભજવવાની શરૂઆત કરી. હજુ સુંદરલાલ રોફમાંજ વાત કરતા હતા. તેણે કહ્યું, "ત્હમારી બધી મહેનત નકામી છે. ત્હમે કહો છો તેમાંનો એક અક્ષર પણ હું માનતો નથી. માટે હવે બીજું કાંઇ કહેવાનું ન હોય તો સિધાવો"

હવે ઇન્દિરાએ બારણા પાસે જઇ પાછલે હાથે ચાવી બંધ કરી ચાવીને પોતાન. બદનમાં મૂકી. ત્યારબાદ તેણીએ પોતાના વાળ વીંખેરી નાંખ્યા-કપડાં પણ અસ્ત વ્યસ્ત હાલતમાં કરી દીધાં. અને ત્યાર પછી તેણીએ સુંદરલાલનો હાથ પકડયો. પોતાનો હાથ છોડવવાની તજવીજ કરતાં સુદરલાલનું અગ્રીહાર ખમીસ પણ ચોળાઇ ગયુ. તેનું ફેન્સી ધોતર પણ તેજ સ્થિતિએ પહોંચ્યું આ વખતે કંપાઉન્ડના દરવાજામાં દાખલ થતી મોટરનો અવાજ સાંભળી સુંદરલાલે બારીમાંથી ડોકીયું કીધું. તો તેણે પોતાની સ્ત્રીને આવી પહોંચેલી જોઇ. હવેજ તેને પોતાની કફોડી સ્થિતિનું ભાન થયું અને

અકળાઈને તે બોલી ઉઠયો," અરે-આતો કેસર આવી લાગી. તે મ્હને આવી સ્થિતિમાં જુએ તો મ્હારે માટે શું ધારે ?"

"બીજું શું વળી—જ્યારે મ્હારા પતિએ મ્હને પ્યારેલાલની સાથે મ્હારા ઓરડામાં મ્હને એકલી જોઈને જે ધાર્યું હતું તેજ." ઇંદિરાએ ઠંડે કલેજે જવાબ આપ્યો.

બીજીજ પળે ઓરડાની નજીક આવતાં કોઈનાં પગલાં સંભળાયાં, એટલે ઇન્દિરાએ ચાવી પોતાના ગજવામાંથી બહાર કાઢી. તરતજ સોલીસીટરે તે ચાવી તેણીના હાથમાંથી ઝુંટવી લીધી અને બારણું ઉઘાડવા દોડયા એટલે ઇન્દિરાએ અજાયબીનો ઢોંગ કરી પૂછયું, "એ કોણ કેસરબેન ? ત્હમે તો કહેતા હતા ને કે તે તો આજ ત્યાંજ રાત રોકાવાનાં છે ?"

સોલીસીટરે બારણું ખોલતાંજ પોતાની પત્નીને સામી ઉભેલી દીઠી. આ વખતે ઇંદિરા જાણે આરામથી પલંગ પર લેટેલી હોય અને રંગમાં ભંગ થયો હોય એવા ડોળથી એક દમ બેઠી થઈ ગઈ. આ દેખાવ જોઈ કેસરગૌરીના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણીએ એવી વખતે પોતાના પતિને તથા ઇન્દિરાને ખખડાવવા માંડયાં.

"ત્હમને શરમ નથી આવતી ? આની સુજે ત્હમારાં વરસ વેચવા તૈયાર થયા ? એણે તો લાજ શરમ ઉંચી મુકેલીજ છે!"

હાયકોર્ટના બાહોશ સોલીસીટર ગમે તેવા ગુંચવાડા ભરેલા કેસમાં આટલા મુંઝાયા નહોતા. પોતે જે હાલતમાં મુકાયા હતા તેનો વિચાર કરતાંજ તેની જીભ તાળવે ચોંટી ગઈ. આખરે ગેં ગેં ફેં ફેં કરતા તે જેમ તેમ બોલ્યા,

"આ પાપીણીનો પ્રપંચ ત્હમે પામી શકતાં નથી ?"

"પ્રપંચ—શાનો પ્રપંચ ! આના કરતાં વધારે પૂરાવાની જરૂર હોઈ શકે ખરી ?" કેસર ઉશ્કેરાઈને બબાળી. હવે સોલીસીટર સાહેબને લાગ્યું કે તેની નિર્દોષતા સાબીત કરવાનું માત્ર એકજ સાધન હતું અને તે ઇન્દિરા. એટલે તેણીના તરફ ફરી કાલાવાલા કરતા હોય તેમ તે બોલ્યા,

"ઇંદિરા-ઇશ્વરને ઓળખીને આમને કહો કે હું તદન નિર્દોષ છું."

"નિર્દોષ? ત્હમારાં પતિએ સઘળું નજરોનજર જોયું છે. એટલે સાબીતી પુરાવાનો સવાલજ કયાં છે?" ઇન્દિરાએ મરકડાટમાં ટકોર કરી.

"ઇન્દિરા-ભગવાનને ખાતર ખરેખરી હકીકત શું છે તે કહો."

"એમાં કહેવાનું શું? ત્હમારો ગુન્હો સાબીત થાય છે એટલે ત્હમે ગુન્હેગાર હોવાજ જોઇએ." ઇન્દિરાએ ફરી ટકોર કીધી.

આ વખતે જયંતિલાલ ઉપર ઉશ્કેરાયલી હાલતમાં થતી વાતચીતનો અવાજ સાંભળી ઉપર આવી બારણામાં ઉભો રહ્યો હતો.

સંજોગના ભોગ થઇ પડેલા સોલીસીટરને હવે એકે આરો રહ્યો ન હોતો. આખરે તે કેસરગૌરી તરફ ફરી કાકલુદી ભરેલા અવાજે બોલ્યો, "ભલે પુરાવા મ્હારી વિરૂદ્ધમાં ગમે તેટલા હોય પણ હું ઇશ્વરના સોગન ખાઇને કહું છું કે હું બીનગુન્હેગાર છું."

"મેં પણ જ્યારે એમ કહ્યું હતું ત્યારે તો ત્હમે મને એવો જવાબ આપેલો કે દુનીઆની કોઇપણ અદાલત આ વાત માન્ય રાખે નહિ-તેનું શું? ત્હમે કહી શકશો કે ત્હમારી વાત કોઇપણ અદાલત માન્ય રાખી ત્હમને નિર્દોષ ઠરાવે?"

હવે સુંદરલાલ પૂરો અકળાયો. પણ તેને હવેજ ભાન થયું કે ઇન્દિરા જે હાલતમાં મુકાઇ હતી તેને સચોટ સાબીત કરવાને તેણીએ આ ત્રાગડો રચ્યો હતો. એટલે તે હવે બોલ્યો, "ઇન્દિરા બ્હેન! ત્હમે પણ હદ કરી! ત્હમે તો એડવોકેટ થવાને લાયક છો. અરે પોર્શીયા પણ ત્હમારી આગળ પાણી ભરે હો! ત્હમારી નિર્દોષતા સાબીત કરવાને ત્હમે મ્હારી આવી ફજેતી કરી-અને સાથે ત્હમારી નણંદને પણ બનાવી!"

* * *

કેસરને હવે સઘળો ભરમ સમજાયો. પણ તેણીને તો પ્રથમથીજ ઇન્દિરા તરફ વિરોધ હતો એટલે ફક્ત મમતને

ખાતર તેણીએ તે માનવાને ના પાડી, અને મીજાસમાં બોલી, "હવે ત્હમે પણ બહુ પાધરા છો અને એ પણ શું બોલી છે-એટલે મ્હારે માનવું શું અને શું નહિ ?"

"તે તો ત્હમે જાણો" ટેબલ નીચેથી માથું બહાર કાઢીને સરલા બોલી, "અહીં ભરાઇ રહીને મ્હારૂં આખું શરીર દુઃખે છે."

"આ તો સાક્ષી પૂરવા સાથેજ રાખતાં લાગે છે" સુંદર-લાલે ટકોર કીધી.

"ત્હમે કાયદાશાસ્ત્રીઓ પાસે સાક્ષી પૂરાવા વિના કેમ ચાલે ?" ઇન્દિરાએ પણ હસતાં હસતાં જવાબ આપ્યો.

આ વખતે કંપાઉન્ડના દરવાજામાં મોટર દાખલ થવાનો અવાજ સંભળાયો અને બીજીજ પળે એક કારમી ચીસ પણ સંભળાઇ. આ સાંભળતાંજ સઘળાં શું છે તે જોવાને નીચે દોડી ગયાં. નીચે જતાં જણાયું કે સર કાન્તિલાલ તથા તેમના મિત્ર છોટાલાલ જે મોટરમાં "કેસર ભુવન" માં દાખલ થતા હતા તેના દરવાજામાંજ એકાએક એક માણસ તે મોટર નીચે આવી ગયો હતો. આ માણસને ઉપાડી 'કેસરભુવન' માં ઉંચકી લાવવામાં આવ્યો હતો. તે માણસ લોહી લુહાણ હાલ-તમાં હોવાથી તે કોણ છે તે ઓળખવું મુશ્કેલ હતું. તરતજ ડાક્ટરને ટેલીફોન કરી બોલાવવામાં આવ્યો પણ તે આવી પહોંચે તેટલામાં તેને પ્રાથમિક મદદ આપવાને ઇન્દિરા તૈયાર થઇ. તેના મુખ પરનું લોહી લુછવા બાદ તે પ્યારેલાલ છે એમ ઇન્દિરાના સમજવામાં આવ્યું પણ અત્યારે તેનો વિચાર ન કરતાં તેણી તેની સારવાર કરવા મંડી. થોડીવારમાંજ પ્યારે-લાલે આંખ ઉઘાડી અને પોતે ક્યાં છે તે જોવા લાગ્યો. અત્રે સર કાન્તિલાલે તેને જણાવ્યું કે તે અકસ્માત રીતે પોતાની મોટર નીચે આવી જતાં આ હાલતને પહોંચ્યો હતો.

આટલી વાતચીત થતામાંજ ડાક્ટર આવી લાગ્યો અને તેની તપાસ કરતાં તેને કેસ સીરીઅસ લાગવાથી તેણે દરદીને કોઇ ઇસ્પીટાલમાં ખસેડવા સલાહ આપી નહિ, પણ દરદીને

પોતાના કોઇ સગાં વ્હાલાંને બોલાવવા હોય તો તેમ કરવા સૂચના કીધી.

આ પરથી પ્યારેલાલને પણ લાગ્યું કે પોતાનો મરણ સમય નજીક આવ્યો હતો. પોતે જેને માટલો બધો ગેર ઇન્સાફ કીધો હતો તે ઇન્દિરાને પોતાની સારવાર કરતી જોઇ તેનું નિષ્ઠુર હૃદય પણ પીગળ્યું અને મરતાં મરતાં પોતાના પાપની ક્ષમા ચાહી એક નિર્દોષ અબળાને લગાડેલાં કલંકને દૂર કરવા ઇચ્છા થઇ. તેથી તેણે સર કાન્તિલાલને બોલાવી પોતાનાં મરણ વખતનું એકરારનામું નોંધી લેવા અરજ કરતાં કહ્યું, "સાહેબ, મ્હને કુદરતે જે સજા કરી છે તે વ્યાજબીજ છે. પણ તેનો અમલ થાય તે પહેલાં મ્હારે ઇન્દિરા બ્હેનની માફી માગવાની છે. એ ભલી બાઇને મેં જે અન્યાય કર્યો છે તેને માટે તે દયાળુ દીલની દેવી એકવાર મ્હને માફ કરે તો પણ કીરતારના દરબારમાં મ્હને માફી મળશેજ નહિ એમ મ્હારી ખાત્રી છે. તેમના પર નીચ હુમલો કરવા માટે તેમણે મ્હને હંટરનો માર મારવાથી તેમના પર હીચકારાપણાથી વેર લેવા માટે હું ઉશ્કેરાયો અને તેમના બગીચામાં છુપાઇ તેમના પતિને આવતા જોઇ બારી વાટે ચઢી તેમના દીલમાં તેણીને માટે શંકા ઉત્પન્ન કરી. તેમ કરીને તેમના સુખી સંસારનું સત્યાનાશ વાળવા માટે મ્હને જે સજા થાય તે ઓછીજ છે. છતાં બ્હેન? એક વાર ત્હમારે મુખે ક્ષમા સાંભળીને મરીશ તો મ્હારો જીવ ગતે જશે."

ઇન્દિરાએ પોતાના પરનું કલંક દૂર કરવાનેજ જાણે પરમાત્માએ આ સંજોગ રચ્યો હોય એમ માન્યું અને પ્યારેલાલને ખરા દીલથી માફી આપતાં કહ્યું, " ભાઇ તમારી ભૂલને માટે ત્હમને ઇશ્વર પણ ક્ષમા આપે એવી પ્રાર્થના છે."

પોતાની પત્નીની નિર્દોષતાનો આવો અચુક પૂરાવો નજરે જોયા પછી પોતે એટલો મૂર્ખ કેમ બન્યો કે તેણીના પર શંકા લઇ જવાનો ખ્યાલ આવ્યો હશે તે પર વિચાર કરવાનું છોડી દઇને જયંતિલાલ બોલી ઉઠયો, "મ્હારી ઇન્દિરા ! મ્હને માફ કર

મ્હારા પર ખોટી શંકા લાવવા માટે મ્હને અંતઃકરણપૂર્વક પસ્તાવો થાય છે."

પોતાના પતિને માફી માગતો કંઇ સતી જોઇ શકે? ઇંદિરાએ તેના ચરણમાં મસ્તક નમાવી કહ્યું, "નાથ, એમાં ત્હમારો શું વાંક? એવા સંજોગોમાં માણસ માત્ર ભૂલ કરેજ. ત્હમારા હૃદય મંદિરમાં મ્હને સ્થાન પાછું આપ્યું તે માટે આપની સદાને માટે રૂણી છું."

સર કાન્તિલાલ તથા છોટાલાલ આ દેખાવ જોઇ સજડ થઇ ગયા હતા. આખરે છોટાલાલે પોતાની પુત્રી ઇન્દિરાને માથે હાથ મૂકતાં કહ્યું, "ધન્ય છે, દીકરી! તેં ત્હારી મર્હુમ માતાની કુખને દીપાવી છે અને આજે હું પણ ત્હને મ્હારી સગી દીકરી તરીકે આ સર્વને જાહેર કરતાં મગરૂર થાઉં છું."

"ત્હારી દીકરી!" અજબ થતાં સર કાન્તિલાલે કડાકો કર્યો. "આ ઇન્દિરા ત્હારી પોતાની દીકરી અને તું તે મ્હને કહેતો પણ નથી?"

"ભાઇ કાન્તિલાલ, જ્યારે ઇન્દિરા મ્હારી પુત્રી છે એમ મ્હને ખબર પડી ત્યારે તેણી પર શંકાનું વાદળ ઘેરાયલું હતું અને તે વખતે પણ મ્હને તો તેણીની નિર્દોષતાની ખાત્રી હતી છતાં તે વખત તેની સાથની મ્હારી સગાઇ જાહેર કરવાનો ન હોતો. આજે ઇશ્વરે તેણીની લાજ રાખી તે માટે હું તેનો કેટલો આભાર માનું?"

આ પ્રમાણે આ સઘળાનું સુખી છેવટ આવેલું જોઇ બન્ને બુઢ્ઢાઓ પણ આનંદમાં આવ્યા હતા. સુંદરલાલને તેની પત્ની હંમેશ મુજબ તેની ભૂલને માટે ઝાટકણી કાઢતી હતી. જ્યારે ઇન્દિરા અને જયંતિલાલ પોતાને પ્રાપ્ત થયેલાં નવીન સુખમાં મશગુલ હતાં. તે વખતે ઇન્દિરાને સરલા સાંભરી. તે ક્યાં હશે એનો વિચાર કરતી, તેણી જયંતિલાલને લઇ બગીચામાં ગઇ. એક ગુલાબના મંડપની પછવાડેથી બચબચ કરતો અવાજ સંભળાયો અને તેઓ તેનું કારણ સમજતાંજ ખડખડાટ હસી પડ્યાં.

કહેવાની જરૂર નથી કે થોડા વખતમાંજ શાન્તિલાલ અને સરલાનાં લગ્ન થઇ ગયાં. ત્યારબાદ સરલાએ પોતાની નોકરીનું રાજીનામું આપી એક ગૃહિણી તરીકેની પોતાની ફરજ બજાવવામાં પોતાનો સમય વ્યતિત કરવા માંડયો.

જયંતિલાલ અને ઇન્દિરા હવે " કાન્તિકેસલ " માં રહેવા ગયાં છે. નજરે જોયેલું પણ કોઇ વાર ખોટું પડે છે એ વાત જયંતિલાલ હવે દરેકને રસપૂર્વક સમજાવવામાં આનંદ માને છે.

[ સંપુર્ણ. ]

---

પ્રકાશક:
વસંતરાય એચ. દેશાઈ
ઇંપીરીયલ પ્રી. કું.
કેનેડી બ્રીજ
મુંબઇ-૭.

મુદ્રક:
જયશંકર ખોડીદાસ દ્વિવેદી.
મોજ મજાહ પ્રીં. પ્રેસ
ખટાવ બિલ્ડીંગ
મુંબઇ ૪.

# ચેતવણીનું-રણશીંગડું !

ગટાર મુકાદ્દમ મીસ મૅયોને

## જડબાંતોડ જવાબ

ઇમ્પીરીઅલ સ્ટુડીઓમાં તૈયાર થતું

અનેરૂં ચિત્રપટ.

હમારૂં હિન્દુસ્થાન



**FATHER INDIA**

સ્ટાર્સ—જાલ મર્ચન્ટ અને મીસ જીલ્લુ.

ડાઇરેકટર અને લેખક } શ્રીયુત ચૌધરી

મનોરંજન પ્રેસ, મુંબાઇ.

